# રૂપલીલા.



લેખક.

ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ બી. એ.

પહેલી આવૃત્તિ.



કિંમત ૨ રૂપીઆ.

શ્રી 'આદર્શ' પ્રિન્ટિંગ પ્રેસમાં
શા વાડીલાલ ડાહ્યાભાઇ પંડિતે છાપ્યું.
ઠે. પાંચકુવા નવા દરવાજા–અમદાવાદ.

મળવાનું ઠેકાણું:—
ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ,
બી. એ.–રાજકોટપરા.

તથા સર્વ જાણીતા બુકસેલરોને ત્યાંથી આ પુસ્તક મળશે.

# પ્રસ્તાવના.



જેનો કંઈ પ્રસ્તાવજ નથી તેનાં પદોનો કે કીર્તનોનો શો પ્રસ્તાવ હોઇ શકે ? તોપણ રૂઢીને માન આપતાં મારે બે બોલ લખવા ઉચિત લાગે છે. પહેલાં તો આ પુસ્તક કેમ પ્રકાશમાં આવ્યું તે વિષે મારે કહેવું જોઇએ. જ્યારે આનાં ઇંગ્રેજી ભાંડુઓને પ્રકાશમાં લાવવા મેં મારો વિચાર મારા મુરબ્બી શેઠ કેશવજી રામજીને દર્શાવ્યો ત્યારે તેણે સૂચના કરી કે શા માટે તમારા ગુજરાતી કાવ્યોને ન છપાવવાં ? આ ગુજરાતી કાવ્યો છપાવવાની વાત મને રૂચી ને આ કે જે છુટાં છવાયાં પથરાયાં પડયાં'તાં, જેમ બગીચાની ગલીઓમાં ખરેલાં ફુલ, તેમ તેને ભેગાં કરવાનું કામ મેં શરૂ કર્યું અને છપાવવા નક્કી કર્યું. એ આજે બહુ દિની આશા વર્ષાનાં ઘોર વાદળાથી જેમ સૂર્ય, જેમ બહુ લંબાયેલ અંધાર પછી ઉષા દેખાય તેમ મારી પાસે મુર્તિમંત થઇ ઉભી રહી છે.

સાધારણ રીતે વાંચકોને પુસ્તકના નામ વિષે પહેલાં કુતૂહલ થાય એમ માની રૂપલીલા એ શું તે વિષે જરા સ્ફોટ કરૂં તો અસ્થાને નહિં ગણાય. રૂપલીલા એ એક શ્રી કૃષ્ણના રૂપ સંબધી પૃચ્છાઓનું સંપૂર્ણ સ્વતંત્ર કાવ્ય છે. તથા બીજા ભાગો વનલીલા શ્રૃંગારહાર અને ભક્તિનાં પદો આ પ્રકરણોનાં નામો પુરતાં સૂચક છે. છેલ્લું પ્રકરણ યમુના તરંગ એમાં જીવન, મૃત્યુ, કવિતા, જગત ઇ. વિષયો ઉપરનાં કાવ્યો છે.

આમાં ઘણાંએ કાવ્યો ત્રણ ત્રણ ચાર ચાર વર્ષોનાં જુનાં છે અને હજીય મારે મન તો અત્યારનાં હરકોઇ જેવાંજ લાગે છે. તેઓ બધાંયે સહુ સહુના વખતમાં મને પુર્ણ આનંદ આપ્યો છે તથા તેઓ સર્વ તરફ મારો પિતા પુત્રતુલ્ય પ્રેમ છે તેથી ક્યાં સારાં

ક્યાં નરસાં એ કહેવું જેટલું એ દીકરાવાળી માને કયો સારો તથા કયો નરસો એ કહેવું જેટલું કઠણછે તેટલુંજ મને મુશ્કેલ પડે તેમછે. તોપણ આ જેવાં છે તેવાને તેવાંજ ગુણવંતી રસજ્ઞ ગુજરાતમાં ભાવનાશાળી પ્રજાજન પાસે મુકું છું જે આની–સોનાં–કથીરની કાળ કસોટી ઉપર ચડાવી કદર કરશે. આ મારો ગુજરાત તથા ગુજરાતી સાહિત્યની અંદર પ્રથમ પ્રયત્ન, પ્રવેશ તથા પ્રસંગ છે અને તેથી ખામીયો ઘણીય હશે છતાં નીર ક્ષીર ન્યાયે આ ગુજરાત સ્વીકારી લેશે એવી આશા રાખું છું.

આ પુસ્તક છપાવવામાં મુંબઇવાળા શેઠ કેશવજી રામજી તથા શેઠ જગમોહનદાસ ધરમદાસે જે મદદ કરી છે તેને માટે તેઓનો હું ઘણોજ આભારી છું.

| | |
|---|---|
| રાજકોટ પરા. | ભવદીય, |
| કારતક શુદ ૬ ૧૯૭૮. | **ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ.** |

# અનુક્રમણિકા.

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | ધરકો | ધર કો |
| ૭ | ૧૯ | કુંજતરૂ | કુંજ તરૂ |
| ૮ | ૫ | યમુના શોભાઇ | યમુના રે' શોભાઇ |
| ૯ | ૫ | મુંઝય | મુંઝાય |
| ૯ | ૨૧ | સંખા | સખા |
| ૧૦ | ૧૯ | વર્ષ | વર્ષા |
| ૧૨ | ૧૧ | બાધ્યા | બાંધ્યા |
| ૧૩ | ૧૩ | અટે | એટે |
| ૧૪ | ૧૧ | તહિ | તહિં |
| ૧૮ | ૭ | પીટાળ | પીટાળ |
| ૧૮ | ૯ | મંન્દ | મન્દ |
| ૧૮ | ૧૭ | તમિર | તિમિર |
| ૧૯ | ૧૩ | બ્હાર | બહાર |
| ૨૩ | ૧ | હિડોળ | હિંડોળ |
| ૨૩ | ૫ | ભરસે | ભરશે |
| ૨૪ | ૬ | સુ | સું |
| ૨૫ | ૬ | તમ | પ્રભુ |
| ૨૬ | ૧૧ | હિ' | હિ |
| ૩૩ | ૧૧ | સમય | સમયે રે' |
| ૩૪ | ૧૭ | જ્યાં | 'જ્યાં |
| ૩૫ | ૮ | હર્શ | હરે |
| ૩૫ | ૧૭ | પ્રભુ | પ્રભુ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૯ | ૭ | બોલતો | બોલ તો |
| ૪૦ | ૧૧ | ઝઘુંબશે | ઝળુંબશે |
| ૪૨ | ૮ | વરષા | વર્ષા |
| ૪૪ | ૧૫ | પુત્રાને | પુત્રા ' ને |
| ૪૭ | ૭ | એટલા | એટલાં |
| ૪૮ | ૧ | આંજણુ | અંજન |
| ૪૮ | ૨ | આંજણુ | અંજન |
| ૪૮ | ૪ | આંજણુ | અંજન |
| ૫૨ | ૧૨ | દઇએ | દઇ એ |
| ૫૩ | ૧૦ | પુછુ | પુછું |
| ૫૭ | ૭ | નાવવાનું | ના'વવાનુ |
| ૬૦ | ૧૦ | સમીર | સમિર |
| ૬૧ | ૭ | કાંતો | કાં તો |
| ૬૧ | ૮ | કાં, તો | કાં તો |
| ૬૭ | ૧૧ | આ તુજ | આ ઉષા તુજ |
| ૬૯ | ૧૦ | તો | છો. |
| ૭૬ | ૧૨ | કે તો | કે ' તો |
| ૭૭ | બીજું પદ | તુ | તું |
| ૮૩ | ૫ | રહુ | રહું |
| ૮૩ | ૮ | બન્સી | બંસી |
| ૮૩ | ૧૭ | નેનભારે | નેન ભારે |
| ૮૪ | ૧૩ | કમાંડ | કમાડ |
| ૮૭ | ૨૧ | કે દી | કેદી |
| ૯૧ | ૪ | કે | કે ' |
| ૯૩ | ૫ | અમોલા | અમોલાં |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૯૩ | ૧૬ | વાત કે આથમે સહુ | વાત' આથમે સહુ |
| ૯૪ | ૨ | રે | રે' |
| ૯૭ | ૧૪ | મલીયે | મળીયે |
| ૯૮ | ૧૮ | કોઇ | કાંઇ |
| ૧૦૦ | ૧૮ | ણુન | ન |
| ૧૦૩ | ૪ | તુમી | તું સમી |
| ૧૦૬ | ૪ | લાટ | વાટ |
| ૧૦૭ | નિદરડી | | નિંદરડી |
| ૧૦૭ | ૧૫ | હત્યાદી | હત્યારી |
| ૧૦૭ | ૧૫ | મજે | મુજ |
| ૧૧૧ | ૯ | રૂસામણ્ણાં | રૂસામણ્ણાં |
| ૧૨૦ | ૧૩ | છુટીરે | છુંટીરે |
| ૧૨૫ | ૧૬ | બસીનો | બંસીનો |
| ૧૪૬ | ૯ | દાસી | દેવી |
| ૧૬૧ | ૧૧ | કુસુમેયર | કુસુમે |
| ૧૬૭ | ૭ | નિલન | મિલન |
| ૧૬૯ | ૩ | ગતવે | જગવે |
| ૧૬૫ | ૧૫ | ચિત્તચેર | ચિત્તચોર |
| ૧૭૬ | ૩ | હેયે | હોયે |



# શ્રી રૂપલીલા.

## પદ (૧)

ગોપી વચનઃ-

અલી આવ પુછું એક વાત તને છાનીમાની,
છાનીમાની રે પોતાની માની—અલીઆવ.
બહુ રે દિવસ થયા પુછું પુછું કરૂં પણ કોઇ તક નવ આવે રે,
સાજ સમી છે શાંત છે સઘળું નહિ ઘરકો નહિ હમણાં કો આવે રે,
અલી આવ પુછું એક વાત તને છાનીમાની,
અહિં તહિં શોધતી તક મળવાને માંડ એ આજે આવી રે,
બહુરે દિની ગઇ શાંતી પાડી ફોડ આજ શકું મન લાવી રે,
અલી આવ પુછું એક વાત તને છાનીમાની.
આરે આંબલીયાની નીચે ઓટલડે આ ફળીયામાં બેસી યે બાર રે,
સમ છે તુજને જો ન કે સાચું કેવો કેવો છે નંદકુમાર રે,
અલી આવ પુછું એક વાત તને છાનીમાની.
છાનીમાની રે પોતાની માની,–અલી આવ.
અલી આવ પુછું એક વાત તને છાનીમાની.

## પદ (૨)

ગોપી વચન.

સહુકો કહે મને મોહી શું એણે કાળો કપટી છે પ્રિય તારો રે,
કોઇ કહે; સુંદર સહુ બીજું જુદું કહે સાચે સાચું કહે કેવો
પ્રિય મારોરે–સહુ.

વરવો નંદકુંવર જોયા વીણુ એ શું હઇશ શું મોહીરે,
સાચે રે કહું છું :: અંધ થઈ શું ને હૃદ નાંખ્યું એ રંગે
ભોઈ રે–સહુ.

સમ છે મારા જો ન કહે સાચું કેવું છે મોહન રૂપ રે,
ભરમાણી છું કે છું હું કમાણી કાળો કપટી છે કે એ
અનૂપ રે–સહુ.

પદ ( ૩ )

સખી વચનઃ–

હજી સુધી સમજી શકી ના શું શ્યામ સ્વરૂપ.
મળ્યા ઘરમાં મળી વળી વૃંદાવન મળી યમુના તટ ઘનકુંજ રે
હળીમળી રમી એ શું રંગે થઇ સહજજ તું તદ્રુપ રે.
હજી સુધી સમજી શકીના શું શ્યામ સ્વરૂપ.
સાંજ સવાર બપોર મળી તું મળી રાતે ને મધરાત રે,
પુરણ એકાંત ચંદનીયે બેઠાં તોય પુછ શું કેવો રસ રૂપરે.
હજી સુધી સમજી શકીના શું શ્યામ સ્વરૂપ.
શું હસ મુજને ગાઇ ગાઇ, પુછે એલી શું વરણું નામ રે,
એક થઇ એ સું પળ પણ ન શકે રહી,તોય કહે કેવો વૃજભૂપ રે.
હજી સુધી સમજી શકી ના શું શ્યામ સ્વરૂપ.

પદ ( ૪ )

સખી વચન.

કેમ કરી જાણી શકું રે પુરણ મન મોહન,
બારી જુદી જુદીયે જોયું જેમ જુદું લાગે આકાશ રે,
તેમ જુદો જુદો તુજને લાગ્યો, એ તુજ પ્રાણ જીવન રે,

કેમ કરી જાણી શકું રે પુરણ મન મોહન.
અહિં તહિં જોયો મેં તો એને નવ તેં જોયો તેમ રે,
એ સું હું તો જાઉં તારે કામે એ સમે કેવું હોયે એનું મન રે.
કેમ કરી જાણી શકું રે પુરણ મન મોહન.
નિકટ રહી તું ને હું દુર રહી તું પ્રિયા એની ને હું સખી તારી રે,
પુછ મને એ ઠીક પણ ઘેલી કેમ જાણું તુજ કેવા જીવન રે
કેમ કરી જાણી શકું રે પુરણ મન મોહન.

પદ ( ૫ )

ગોપી વચન.

નેન વીહોણી હું એ નેન સતારો ફર્યે દુર,
નેન રતન એ નેન સતેજ તેજ અતર સુર પ્રેમ પુર રે,
વાટ એની જોતાં આંખડી ખોઇ. થયું મન સુનું એ જાતાં દુર રે.
નેન વીહોણી હું એ નેન સતારો ફર્યે દુર.
આંધળું હળે કે ગાય તેમ કામ બેજ હું કરૂં રે.
મોહન મોહન કરૂં ને આવ્યે ભેટે કયારે ભેટું એ મુજ ઉર રે.
નેન વીહોણી હુ એ નેન સતારો ફર્યે દુર
આ મુજ જીવન માન સખીજો એને મનડે દયા નવ કાંઇ રે
ત્યાં કયાં કો રીતે જાણું કે સમજું કેવો મોહનલાલ મધુરે રે,
નેન વીહોણી હું એ નેન સતારો ફર્યે દુર.

પદ ( ૬ )

ગોપી વચનઃ-

વનમાળી રે'તાં દુર સખી નેન વીહોણી હું.
જાણુ ન શું મન પાંખ વધે તેમ આંખડી થાયે મંદ રે.

જ્યારથી જોયો નંદકુવર ત્યાંથી મુજ દોડયું મન પાણી પુર રે.
—નેન વીહોણી હું

વનમાલી રે'તાં દુર સખી નેન વીહોણી હું.
મન નવ અટકયું નેનાં હારી થઈ એ નિરાશે અંધ રે.
કેમ પછી જયાં આમ પરાધીન કેમ જાણું કે કેવો મધુર રે.
—નેન વીહોણી હું

વનંમાલી રે'તાં દુર સખી નેન વીહોણી હું.
વિનવું તને એટલે કરજોડી જરી જો તું મુજ ગત આજુ રે.
સંભ્રમ વિભ્રમ થાય મને બહુ રહું નિશદિન આતુર રે.
—નેન વીહોણી હું

વનમાલી રે'તાં દુર સખી નેન વીહોણી હું.

પદ ( ૭ )

ગોપી વચનઃ—

હું તો જોતાં થાઉં લીન રે મોહનને
ભુલું માન ગુમાન બધુંયે, ભુલું ભાનને સાન રે.
એક પલકમાં પરવશ થાઉ, કોણ જાણે કેવીય અધીન રે.
—મોહનને

હુંતો જોતાં થાઉં લીન રે મોહનને.
નેન શ્રવણને સ્પર્શ વળી થઈ જાયે સાથ શિથીલ રે,
શિથીલ થયાં એકેં મુજ મન પાંખો, થાયે શક્તિ હીનરે
—મોહનને

હુંતો જોતાં થાઉં લીન રે મોહનને
મન શું મન તન સું તન સરવે થાયે પળમાં એક રે,

ત્યાં કયાં જોવું કે નીરખવું સહુ સુજે જ્યારે હઇયે સ્વાધીન રે,
—મોહનને

હું તો જોતાં થાઉં લીનરે મોહનને.

પદ (૮)

ગોપી વચનઃ—

મોરનો પીછધર ન્યારો ન્યારો લાગે નિશદિન.
જુવો સવારે તો હાંકતો ગોધન, વાજે ઘડી ઘડી વેણુ, મોહન રે
ગોધન આગે કે પાછળ હીંડે, કરે વાત કાં સું ગોપજન રે
—ન્યારો લાગે

મોરનો પીછધર ન્યારો ન્યારો લાગે નિશદીન.
કર બંસી કાળી કામળી કાંધે, કદી વિવિધ જામા ધરે અંગ રે,
જે પવને ઉડે રૂડા, પંખી બોલે ગાય, તેમ એ આનંદ ઉભરે મન રે.
—ન્યારો લાગે

મોરનો પીછધર ન્યારો ન્યારો લાગે નિશદીન
સુર ઉગ્યો કે ન ઉગ્યો ત્યાંતો, હાંકે ગોધન વૃંદાવન રે,
જુદી ગલનથી જુદે જુદે વન ધારી રૂપ જુદાં એ પ્રીતમ રે
—ન્યારો લાગે

મોરનો પીછધર ન્યારો ન્યારો લાગે નિશદીન.

પદ (૯)

ગોપી વચનઃ—

કંઇ ન કહી શકું એવું રે સખી મને લાગે એનું તન,
લાગે રે મન રે સખી મને લાગે તન —કંઈ,
કુંજતરૂ છાય બપોરે બેઠા વાતો કરતો મીઠી મીઠી રે,

કે કહી કંઈ ખેલે રમત અવનવી અતિ મનમાં થઈ મગન રે.–કંઇ.
કે તરૂ ડાળે બાંધી હીંચકો ઝુલે હસતાં સખા સું આપ રે;
કોઇ ગાયે કો વેણુ બજાવે કોઈ તાળ દે કોઇ દે થાપ રે.–કંઇ.
આંબા ડાળે ઝુંડ માંહિ તરૂ વચમાંથી યમુના દેખાયરે.
એક કોરે વાદળ જેમ ઘેરાં બીજી કોરે યમુનાં શોભાઇ રે–કંઇ.
આપે દુર દુર ગોધન ચરતાં પુછ હલવતાં ઘંટી બજાવે રે,
એ એનામાં મોહન નિજમાં થાતા અવનવાં મળતાં મગનરે.–કંઇ.

પદ ( ૧૦ )

ગોપી વચનઃ–

જ્યારથી ભ્રમ થયો મુજ મનમાં ગાંડી જેવી શું હું ભરમાઇ રે,
સાંજ સમે ઘુઘરીયાળાં ગોધન વૃંદાવનથી હાંકતો આવે રે
ઘરકોરે, વિધ વિધ કરતો અવાજો, ચારી લાવે મન મોહન રે,
–જયારથી

મલપત વેણુ બજાવત આવે, કરતો સહુને જાણુ પ્રીતમ રે.
ગોપીઓ બારે કે બારીએ આવે જાણુતી કે કો અજાણી
થઇ મન રે–જયારથી.

દિવસ ભરની અછીપી તરસો છીપવે કરી દર્શન રે,
સફલ કરે જીવ્યું દિનભરનું પ્રાતઃથકી રે જીવન–જયારથી.
વચમાં બોલે કોયલ ગાંડી તો રહી ઉભા ચાંદુડીયા પાડે રે,
મોર કળા પુરી નાચે થનગન, રહી ઉભો જોવા મોહન રે.
–જયારથી

ધુસર ઉડે ગોટમગોટા સૂર કિરણોનો બાંધે પાજ રે,
સુરલોકે જેને પુછે આવવું હોયે આવો આવો આજે આ વન રે.
–જયારથી

પદ ( ૧૧ )

ગોપી વચનઃ-

તું રે કહીશ આમાં જુદો જુદો શું પણ મુજ આંખે શું
ભ્રમણાએ આંજ્યું રે
આંખે શું ભ્રમણાએ આંજ્યું મારી શા જાદુ રંગે મન મુજ
માંજ્યું રે. તું રે,
સંભ્રમ વિભ્રમે આ કે તે થાયે, મન વરતી શકે ના ને મુંઝય રે,
જે રે જોવે તેણુ ભ્રમને આહુતી, મને ના દેવાતાંયે દેવાય રે. તું રે.
રજની સમે કદી એ એકલડાં જાયે સુતાં જયાં વૃંદાવન રે,
ટેલે કે મુખ વેણુ બજાવે સુતાં જગવે ગોકુળ વન રે. તું રે,
કે કોઇ સખી એને મળવા જાયે, બંસી ઘેલી ને ફેરવી ભમાવે રે;
અહિંતહિં દુર દુર વાજીવાજી એને પુરેપુરી એ સતાવે રે. તું રે.
કે કદી કો સખી ને લઇ જાયે મીઠા વિધવિધ કરે રે વિહાર રે.
ન્યાલ કરે પળપળ સખી એને પ્રીત ઘેલુડો નંદકુમાર રે.-તું રે.
કાંતો રાધાના ઘરસું ટેલે ' રાધે રાધે ' વેણુ બજાવે રે,
બાર ઉઘાડી જાગી કે રાધી' કાં દેખાયે કાં નવ જેમ ભાવે રે.-તું રે.
કેઇ સખીને વચન દઇ પાછા કયાંનાં કયાંએ ઉતરી જાય રે,
તરસાવે એને સવાર સુધી એવાં કંઇક કરે વૃજરાય રે.-તું રે.

પદ ( ૧૨ )

ગોપી વચનઃ-

જેમ આ સવાર બપોર બધાનું તેમ રંગ રૂતુ રે ફરતા રે
કંઈક વસંતે કઇક ગ્રીષમમાં કંઇ વર્ષામાં રૂપ જુદું ધરતા રે.-જેમ.
આવ્યે વસંત વસંત વધાવે, બહુ ગોપ ને ગોપી લઈ સંગ રે
કેશર રંગી વાઘા સજે માથે મોર પીછ જાણે કોઈ અનંગ રે જેમ.
કરે રે વસંતે વન ફુલ ભેળાં, સંખામાં જઈ વેંચાઈ ઉમંગ રે,

ચોસર સુંદર બેસી કયાં ગુંથે કહે 'એને દેશું' અતિ ઉછરંગ રે–જેમ
ભ્રમર તણાં જયાં ટોળાં ગુંજે ત્યાં ઉભો રહી દે કાન રે,
ભૂંભૂંભૂંભૂં કરતો હીંડે, એનાં શીખી ગાનને તાન રે. જેમ.
કોયલ કુએ ઘેલો માધુ કુકુ કરતો ફરે બહુ જોવા રે,
પોતાની શ્રાપિત ગોપી કેરાં મથે આંસુ પિતાંબરે લોવા રે. –જેમ'
પણ એ અહલ્યા શી શ્રાપિત કયાં રહી, ભોગવી હજીય સુધીનાં રે
કેમ ગોપી થઈ યુથમાં હોડે, બાલ ગોવિંદે વિરહેનમાં રે

પદ ( ૧૩ )

ગોપી વચનઃ–

ગ્રીષમ બપોરે યમુના કિનારે જઇ બેસે જયાં ઉડે છાંટા રે,
વસ્ત્ર ભીંજે તે કરે અતિ થંડક કે ત્યાં અહિં તહિં મારે આંટા રે-ગ્રીષ્મ
ઘનકુંજે તરૂવર આધારે ઘટ નિંદર જરી સુવે રે,
નિંદે રાધા સુપન ઉતારે, મીઠો મંદ હસત કેવો સ્ડોાયે રે–ગ્રીષ્મ
શાંત શાંતિમાં શાંત મનોહર મનથી થઇને પધારે રે,
કુંજભવનમાં કો નવ જાણે તેમ અહિંથી તહિં એ વધારે રે–ગ્રીષ્મ
માંડપડે જયારે સાંજ એ ત્યારે ગોધન હાંકે ઘેર રે,
રજની પછી નાની મોટી કરે માધુ ઉડને ચંદનીયે રસરેલ રે–ગ્રીષ્મ.

પદ ( ૧૪ )

ગોપી વચનઃ–

વર્ષામાં ટપકત વાદળીયે ગોધન બહુ વનમાં ચરાવે રે,
વેલાં આવે વેલાં ઘર હાંકે એમ માત જશોદાજી કહાવે રે–વર્ષા
વરસંતા મેહુલીયે અહિં તહિં બેસે, ઓઢી કામળ કાળી રે,
ગિરિવર કે કો તરૂ આધારે તોય લદબદ થાયે વનમાળી રે–વર્ષા

જરીક જ રે' એ મેહુલીયો કે ગોધન હાંકે ઘેર રે,
ઝટઝટ ઘરમાં જ્યાં માત જશોદા જોતાં વાટ હોયે રતભેર રે-વર્ષા.
ચમકે મોર કળા પુરી નાંખે ને જ્યાં સંધ્યા ખીલે રે
એ રે સમે રસ છોળ છલંતી વાજે બેસી મોહન ઉર ઝીલે રે
તડકો થાયે આનંદ વાધે જાણે સુર શું આવ્યો રે આનંદ રે,-વર્ષા
ઘનઘેરાનાં મન્દ જરી મન થાયે જોતામાં નન્દાનન્દ રે, -વર્ષા
આમ સહુ રૂતુ રૂતુએ જુદી મને લાગે કે ના એ એવો રે,
પુછું મુજ તે કહેને સખી તું મોહનવર કેવો કેવો રે,—વર્ષા
કદી આનંદી કદી ચડયે મોઢે કદી ગાંડો કદી ડાહ્યો થાય રે,
કદી ગોરો કદી કાળો કપટી કદી ભોળો જેમ વાહીયે તેમ વહાય રે,
—વર્ષા.

પદ ( ૧૫ )

**સખી વચનઃ-**

જેટલા રંગ વિવિધ સંધ્યાના ને જેટલા પ્રાતઃ કેરા રે,
જેટલા સાગર રંગ તરંગો જેટલા નભ આછા ઘેરા રે-જેટલા
તેટલા કે તેટલા થીય વધુ સખી મોહન જુદાં રૂપ રે,
કોઇ સમે લાગે કાળો કુબડો લાગે કોઈ સમે એ અનૂપ રે-જેટલા
રવિકર ચંદ્રકિરણ અમૃતમય વરસે એક ચોમેર રે,
જુદાં જુદાં લાગે સહુજનને જેમ મલય સમિર એક લ્હેર રે-જેટલા
તુજને જુદો મુજને જુદો લાગે એકજ જોકે મોહન રે
કેમ કરી વરણું રૂપ સુંદરનું જેથી સંતોખુ તુજ મન રે-જેટલા

પદ ( ૧૬ )

**સખી વચનઃ-**

એક અનેક શું લાગે સખી કાંઇ એમાં એવું છે જાદુ જુદું રે
પળમાં જાણે પહેલા ન્હોતો એવો એમ રૂપે દેખાય જુદું રે-એક

સહુ ભરમાયે જેમ મન કંઇ કે જરી કરે રે વિચાર રે,
શું છે શું નહિ ભ્રમણા જાગે નિશદિન એને નિરધાર રે—એક
પણ એક જીતી માન સખી મુજ જેને કંઇ નવ ચાર વિચાર રે,
એક જોયો સુણ્યો માન્યો તેવો પછી કીધો એવો મન વિસ્તાર રે એક
શાંતિ નિજ મનમાંહિં જમાવી કરે નિત એ અદકી પ્રીત રે
એ પ્રીતે તે પ્રીત શબરી શું કરતી મોહન વશ જળ મ ન રે —એક
સોંચે નોંચે એનો થઇ બેસે લેતાં તન મન ધન બેસે હારી રે,
ઘડી નવ અળગો સાથેને, સાથે નિશદિન નિત રે'શે ગિરધારી—એક

પદ (૧૭)

## સખી વચન.

તોય મને તું કહેને આલી પ્હેલાં કયાં મળ્યાં યાદ એ આવે રે,
શું રે સમય સ્થળે કેમ ભેળા થયાં એ જો તું મુજને બતાવે રે—તોય
પેર્યાતાં શું પિતાંબર અંગે, કે માથે બાધ્યાતા પાઘ રે,
હાથ ધરીતી બંસી કે વાતો કેમ એણે કે તેં સાધ્યો લાગ રે—તોય
સાથ હતું કોઇ તારૂં કે ના હતી જાણતી કે ના ગીરિધારી રે,
આ બધું કહે જો તો હું તુજને કાંડું ઝાલી બતાવું બીહારી રે—તોય

પદ (૧૮)

## ગોપી વચનઃ-

યમુના કિનારે બંસી વાતો રે. વ્હાલો મને સાંભરે રે,
ધરીયું પિતાંબર રે સુંદર અતિ શોભતું રે, કાળી કામળી અંગે
ધરી રે-યમુના
આડો પગ નાંખી રે પ્રીતમ ઉભો રે પેલા વૃક્ષ કદમ્બને છાંય,
સંધ્યા ખોલી રહી રે મધુરૂં આલાપતોરે, સખી કે'જો પ્હેલો
વૃજરાય—યમુના

પાણીડાં ગઈતી રે થયુંતું અસુરૂ રે, ઝટઝટ ચાલવા મંડયા એ વાર,
જાણતાં રે મનમાંરે કે મોહન આવશે રે કરશે અડપલડાં
અમસું તેણીવાર—યમુના
પાણી ભર્યાં ન ભર્યાંરે પગલે ઉતાવળેરે, જાઇયે અમે ઘરકોર,
આવી ઉભો રહ્યો રે ત્યાંતો હસંતો રે જોતો એકીટસે એ કિશોર—યમુ.
સખી નહિ ભુલું રે જે વિધ ઉભો રે, હસતો લજવે કોટિક કામ,
હુંતો હારી રે એને મુખ મરકલે રે, થાત એટલેથીય બેભાન—યમુ.
એણે મન માન્યું રે અમસું માગીયું રે, સુણતાં શિથીલ થયાં એણીવાર
ભાન સાન સઘળી રે પળમાં વીસરીયાં રે, અમે ના પાડી ન શકયાં
લગાર—યમુના
જાગી જય! ગયાં રે મોહનવર કયાંઈ નહિરે, અમે લડસડતાં
ચાલ્યાં ઘેર રે
રાત અંધારી રે તિમિર છાઈ પડયું રે, કયાં ગોતીયે અમ
પ્રીતકો પેર—યમુના.
અરે સમો અતિરે વરણ્યો ન જાયે રે, કેમ કોથી જાણે એક મન રે,
ને બીજો જાણે રે પ્રીતમ મારો રે, અમ પ્રાણજીવન મોહનરે-યમુન.

પદ (૧૯)

## સખી વચન.

બસ જેવો મળીયોરે બીજો કેવો યે નહિ,
મનમાન્યો તુજ પ્રીતમ પ્યાર—બીજો કેવો યે નહિ.
બીજે રૂપ તુજમે ભમાવે કેમ કેવી છો એજ ચકાસે રે,
ઢીલીપોચી તને દેખી જો એણ તો કરશે તુજ મોડો સ્વીકાર—બીજો.
જેવો જોયો રે માન મને એવો નવ ભરમાજેરે ભરમાવી રે,
ચડી જો એ ભ્રમ કેરે ઝુલે તો કદી પાછી ઘર નહિ આવે રે—બીજો

એને ન ભુલજે પાંશરો થાશે આવી ઉભશે એ તુજ દ્વાર રે,
તુંરે પ્રીત છલકતી જોઇ બેસી જાશે એ એણી ઠાર રે–ઓજો.
એજ તારો એની થઈશ તું નહિ લાગે કંઇ વાર રે.
એ રૂપ જે તે બેમાં જોયું એજ થઇ રેશે તુજ ભરથાર રે –ઓજો

---

પદ ( ૨૦ )

ગોપી વચન.

સ્વપ્ન ઉડે જેમ મૃગજળ વીંટે જેમ ઉડે રજની અંધાર, રે
તેમ ઉડી ભડકાવતી ભ્રમણા કરી દીધો રૂપ વિસ્તાર રે. સ્વ૦
માયા અકારા મન મુંઝવતી એને તેં મુકો નસાડીરે
દીપક અંતરભાવ તણા મુજ એક લગન દીધા લગાડી રે, સ્વ૦
કદી નહી ભુલું એ રૂપ સુંદર કેમે હું નિશદિન રે,
મગન થઇશ ને લગની લગાડીશ થઈ રહીશ સાગરે એ મીન રે.
સ્વરૂપ.
જેવી પુતળી લુણ તણી રે વીગળી જળમાં સમાયે રે,
તેમ હું મોહનને તે અંતર રસમાં રહીશ રસાઇ રે સ્વ.

---

# વનલીલા.

## બોલે કોકિલ મોર.

( બીહાગ. )

એ શું વૃદાવન બોલે કોકિલ મોર !
કોકિલ મોર રે બોલે કોકિલ મોર.
એ શું વૃંદાવન બોલે કોકિલ મોર !
કરતી કોકિલ કુઉ કુઉ ગાંડી,
 માંહે ટહુકે વળી વળી મોરરે ;
પીયુ પીયુ કરતો ઉડે પપૈયો,
 ઉડે પેલે ઘન કુંજથી એ ચકોર રે,
 આજ કાં સહુ ઉભરતે તોર રે. એ શું વૃંદાવન.
સાંજ પડી સુર સુર ક્ષિતીજે ડુબ્યો,
 ઉગ્યો પુરવે રજની નાથ રે;
સાંજ છતાં નભ રંગ ઉછંગે,
 ભેટયો રજનીને લઇ બાથરે;
 વરસી આનંદ રહ્યો કાં સહુ ઠોર રે. એ શું વૃંદાવન.
કે દે વધામણી એ શું મુજને,
 શું આવશે મોહન ઘેર રે,
રજની જેમ શશીએ સંતોખી,
 તેમ કરશે પીયુ શું હું શું લ્હેર રે
 ઉડશે આજ શું રસ રંગ ઠોર. શું વૃંદાવન.

એ શું વૃંદાવન બોલે કોકિલ મોર;
કોકિલ મોરરે બોલે કોકિલ મોર એ શું વૃંદાવન

---

## ‘ એટલી શી વાઈ ’

( સોહિણી )

એટલી શી વાઈ બંસી !
એટલી શી વાઇ બંસી લાલા એટલી શી-
કે વૃંદાવન કુંજ ગહન ઘન વેલી ઢાળો ડાળ રે,
લચી લચી પાન મહીંય એ ધુન ઉભરાઇ—એટલી શી-
અહિં તહિં ફૂળ ફુલ ગુચ્છ તિમિર પ્રકાશી,
શાંત શાંત છુપી ભરી ઘોચેય છવાઇ—એટલી શી-
કે જરાય પવન વાય મંન્દ મન્દ તરૂ ડાળ,
વિચિ વિચિ સુર સાગર નટનાગર રે ઢળાઇ–એટલી શી–
પ્રભુ નામ વૃંદાવન આરતે ઉભરાઈ નાચે,
ઘડીક ઘડીક ઉર સાગર રે' લ્હેરાઈ–એટલી શી-
એટલી શી વાઇ બંશી ? લાલ,
એટલી શી વાઇ બંસી-

---

## ‘ નીરવતા રવે ’

( કલ્યાણ પુરવી )

નીરવતા રવે ઝીણું શું ગાયે ?
ઝીણું શું ગાયે–ઝીણું શું ગાયે ? નીરવતા-
આવો વૃંદાવન ઘન ઝુંડે શ્યામ ઘટ તમિર સમુદ્રે,

તારક ચળકે મન્દ મન્દ ઘેયો વાદળ છાયે,        નીરવતા—
નીરવતા રવે ઝીણું શું ગાયે ?
ખળખળ વહેતી શ્રીયમુના માંહે, શાંત સમિરની લ્હેર રે,
દૂર દૂર ઝાંખા ઘર દીપકે રે અજવાળે શું દીપે રે—  નીરવતા—
અહિં તહિં ઉડતા આ ભડકા શા તરૂ ઝુંડે આગીયા ઉડે રે,
એવે સ્તબ્ધ મહારાત્રી વાઘે કેમ રહી શકુ હું ઘરમાંયરે !-નીરવતા—
નીરવતા રવે ઝીણું શું ગાય—          નીરવતા—
ઝીણું શું ગાયે ઝીણું શું ગાયે,
નીરવતા રવે ઝીણું શું ગાયે,

---

## બપોરે ઘનકુંજે

( સારંગ. )

બપોરે ઘનકુંજે શાંતિ સરવરે,
શાંતિ સરવરે શાંતિ સરવરે,
બપોરે ઘનકુંજે શાતિ સરવરે,
બ્હાર તપત તપે અંદર આ સર સરે,
    જેમ કો સળગંત રણે નીલે નિર્ઝર ઝરે
બપોરે ઘનકુંજે શાંતિ સરવરે
અરધ નિંદે અરધ જાગે મોહનને
    મન રાધા સ્વપન પ્રીત ઝરે—શાંતિ બપોરે
દૂર દુરથી ગોધન ઘંટી રવ
    આવે પવને નિંદે સરે—શાંતિ.
બપોરે ઘનકુંજે શાંતિ સરવરે

પ્રભુ મુખ નોખાં નોખાં (રંગીત) દીપશાં
એ સ્વપને કેરા સાગરે તરે—શાંતિ.
બપોરે ઘનકુંજે શાંતિ સરવરે,
શાંતિ સરવરે શાંતિ સરવરે.
બપોરે ઘનકુંજે શાંતિ સરવરે.

---

## ' રસ રમ છટ '

( ગરબી )

રસ રમ છટ રેલે ચડીરે,
રેલે ચડીરે રેલે ચડી.
રસ રમ છટ રેલે ચડીરે,
શરદ પુનમનો શશીયર ઉગ્યો.
રાધા ઉંચે જોતાં ઠરીયો રે,
મુગ્ધ થતાં રાધે મુખ પડીયો.
વૃંદાવન તેજે ઉભરીયો રે—રસ રમ છટ
રસ રમ છટ રેલે ચઢીરે,
ઝટ જોતાં નભ મંડળ છુટયું.
થયા તારક ગૃહ સખી જન રે,
એ ગોપ ગોપી બાંહોલડી ઘાલી,
રાસે રસીયા સંગ મોહનરે—રસ રમ છટ
રસ રમ છટ રેલે ચડી રે,
રૂપ રસ રેલ્યાં મરજાદ મુકી.
છેલ્યું વૃંદાવન ત્રિભુવન રે,

રાસ જોતાં શેષ શંકર મોહે.
ચાહે મનથી થાવા ગોપીજન રે–રસ રમ ૭૮
રેલે ચઢીરે રેલે ચડી
રસ રમ ૭૮ રેલે ચડી રે.

---

## ચંદ્ર આથમે.

( પુરવી. )

શ્રી વૃંદાવન કુંજગલન પર ચંદ્ર આથમે
મધુર મધુર સુર દુરથી આવે,
સમિર લ્હેરે લ્હેરાતો ભમે. ચંદ્ર આથમે.
શ્રી વૃંદાવન કુંજગલન પર ચંદ્ર આથમે.
શોભા રજની કેરી પ્રગટી,
પુરણ પશ્ચિમ સમે. ચંદ્ર આથમે.
શ્રી વૃંદાવન કુંજગલન પર ચંદ્ર આથમે.
લાંબી છાય તરૂ સુવે પુર્વે
શશી ફીકી જ્યોત્સ્ના ઝમે. ચંદ્ર આથમે.
શ્રી વૃંદાવન કુંજગલન પર ચંદ્ર આથમે.
કુંજ જગવતું જાગ્યું પંખી કો,
તરૂ તરૂ ઉડતું ભમે. ચંદ્ર આથમે.
શ્રી વૃંદાવન કુંજગલન પર ચંદ્ર આથમે.
એરે સમે પ્રભુ મંદિર આવે,
મન ન ગમે તોય ગમે ચંદ્ર આથમે.
શ્રી વૃંદાવન કુંજગલન પર ચંદ્ર આથમે.

---

## અત્યારે તે કોણ આવે.

( પદ. )

અત્યારે તે કોણ આવે,
ઠાલો વેણુ બજાવે રે. અત્યારે તે.

પોટલે પડીયું તિમિર તરૂવર પર,
પાન હાલે ન જરાયે રે,
તરૂવર ભારે એને નમ્યા નીચાં,
પવન પણ મંદ ના જરી વાયે રે. અત્યારે તે.

ઉંચે આકાશ જો રજનીએ ઝીલ્યું,
અંતર ન જરી દેખાયે રે.
એતે આકાશ કે રજની ઉભી,
મન થાય વિચાર જરાયે. અત્યારે તે.

આ ગલન તણાં ઘર દ્વાર દેવાણાં,
જરીય ન બોલાસ સંભળાયે રે,
તીં તીં કરતાં છાપાં બોલે,
તરૂવરની બખોલે ભરાયે રે અત્યારે તે.

વખત જડયો નવ તુજને બીજો,
તે જાગ્યાં સુતાં સહુ જયારે રે,
હજીયં રહ્યો શું તું તોરી જ એવો,
નવ આવી સમજ લગારે રે અત્યારે તે.
અત્યારે તે કોણ આવે.

---

## ઝીણી ઝરમર ઝરમર વરસે.

( હિંડોળ. )

ઝીણી ઝરમર ઝરમર વરસે.
ઝરમર વરસે રે–ઝરમર ઝરમર
ઝીણી ઝરમર ઝરમર વરસે.
કાન દે વૃંદાવનની કોરે,
નુપુર રવ તુજ શ્રવણો ભરસે રે.–ઝરમર–ઝરમર ઝીણી.
ગાન મધુરૂં અહિં તહિં ભટકતું
માંડયે કાન એ એ ગમ ઠરશે રે.–ઝરમર–ઝરમર ઝીણી.
કોકિલ મયુર કયાંક અહિં તહિં ટહુકે,
એ શું બંસી સુર ઉભરશે રે. ઝરમર–ઝરમર ઝીણી.
એક ગલનથી બીજી ગલનમાં,
જોત જોતામાં સુર એ ફરશે રે. ઝરમર–ઝરમર ઝીણી.
શું મનમોહન ગયો હશે વૃંદાવન,
જ્યારે કોઈ ન બ્હારે સરશે. ઝરમર–ઝરમર ઝીણી.
એક વાદળીયે ઘેર્યો ગગન સહુ,
કાંતો આજે એ એને વરશે રે. ઝરમર–ઝરમર ઝીણી.
ઝીણી ઝરમર ઝરમર વરશે
ઝરમર ઝરમર વરશે રે,
ઝીણી ઝરમર ઝરમર વરશે રે.

---

## કોકિલ ટુહુ ટુહુ.

( અડાણો. )

અજી સુણો આજ બોલે વૃંદાવન કોકિલ ટુહુ ટુહુ
કોકિલ ટુહુ ટુહુ કોકિલ ટુહુ ટુહુ.અજી સુણો.

અજી સુણો આજ બોલે વૃંદાવન કોકિલ કુહુ કુહુ
આવ્યો વસંતરાજ કામી મન કેરો બાજ
મદનરાજ સૈન્ય લઇ કુંજગલન ઘન વન. અજી.
અજી સુણો આજ બોલે વૃંદાવન કોકિલ કુહુ કુહુ,
જુદી આજ બંસી ટેર, મોહન મન જુદી લ્હેર,
હું સુ કરે જુદો કેર વિરહે બાળે મન. અજી.
અજી સુણો આજ બોલે વૃંદાવન કોકિલ કુહુ કુહુ
આંબે આજ લાગ્યો મોર કુસુમિત વન ઠોર ઠોર,
પ્રભુ છો જો શિરજોર તો દયોને દરશન. અજી.
અજી સુણો આજ બોલે વૃંદાવન કોકિલ કુહુ કુહુ,
કોકિલ કુહુ કુહુ કોકિલ કુહુ કુહુ.
અજી સુણો આજ બોલે વૃંદાવન કોકિલ કુહુ કુહુ.

---

## રવ કરતું.

( પદ. )

ઝુલતું નીરખું નીલ કુંજાર રવ કરતું
રવ કરતું વૃંદાવન સુંદર રવ કરતું.
ઝુલતું નીરખું નીલ કુંજાર રવ કરતું
સમીર વેણુ થઇ મગન આન્દોલને,
વન શાંતિ સુધા નિરઝરતું. રવ કરતું.
ઝુલતું નીરખું નીલ કુંજાર રવ કરતું,
પુરવ વસંત કંઠ ઉગ્યે પ્રાચી
તેવે સૃષ્ટિ વિવિધ અવતરતું. રવ કરતું.

ઝુલતું નીરખું નીલ કુંજાર રવ કરતું,
એક ધ્યાન તાન ગાન અંતર જાગે,
જોઉં વૃંદાવન સહુ તરવરતું. રવ કરતું.
ઝુલતું નીરખું નીલ કુંજાર રવ કરતું.
ધૂપ ઉડે સ્વચ્છન્દ ઉંચે તેમ,
મન તમ ચરણ યુગલ રજ ઠરતું. રવ કરતું.
ઝુલતું નીરખું નીલ કુંજાર રવ કરતું
ઝુલતું નીરખુ નીલ કુંજાર રવ કરતું.

---

## આજ વૃંદાવન બોલે છે મોર.

( ગરબી. )

બોલે છે મોર રે બોલે છે મોર આજ વૃંદાવન બોલે છે મોર
કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે,
મેહુલીયો ગાજે ઘનઘોર. વનમાં બોલે છે મોર.
પુરી કળા મોર નીર ઝરે નેન રેલી
ઝીલે આમતેમ જોઇ ઢેલ ચકોરરે- વનમાં.
કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે-મેહુલીયો ગાજે ઘન ઘોર.
પીયુ પીયુ કરે એક શ્વાસ પપૈયો,
માંહી કોયલ કરે શોર બંકોર રે- વનમાં.
કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે—મેહુલીયો વનમાં
બેરે કાંઠે વહે યમુના ઘેરી.
આજ એને મોટે પુર રે. વનમાં.
કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે,—મેહુલીયો વનમાં

વૃંદાવન કોઇ કુંજગલન દુર,
 વાય વેણુ ઝીણી નંદકિશોર રે. વનમાં.
કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે—મેહુલીઓ વનમાં
ઝરમર ઝરમર મેહુલો વરસે
 માંહે ઝુલે ભળી એમાં મલ્હાર ઝકઝોળરે. વનમાં.
કાળી કાળી વાદળીમાં વીજળી ઝબુકે,—મેહુલીયો વનમાં
 બોલે છે મોરરે બોલે છે મોર આજે વૃંદાવનમાં.

## ચમકે વીજ.

( બીહાગ. )

ચમક ચમકે વીજ ને ગરજે ઘન ઘોર
દાદુર મોર બપૈયા બોલે કોયલડી કરે શોર રે. ગરજે.
ઉંચે આભશું જોયું જોવાય ન એટલડો ઘનઘોર રે. ગરજે.
બાર બંધ સહુ ઘરનાં દિ' નાં જાણે રાત પડી ઠમઠોર. ગરજે.
ગોચર બંધ કો બ્હાર ન નીસરે ત્યારે કયાં તું નંદકિશોર. ગરજે.
જેના આવ્યાં ઘર પતિ સુંદર વર્ષામાં ને ઘર રસછોળ રે. ગરજે.
કેમે દિવસ ને રેન ન જાયે આવ આવને નંદકિશોર. ગરજે.

## સંગીત પ્રીતસું.

( કાનડો. )

સંગીત પ્રીત શું ઉડત ઉડત ગુંજે,
ઉડત ઉડત ગુંજેરે—સંગીત પ્રીતસુંο
ઝલક ઝલક તાનની ઝલ ઝલકે,
કંઈ મરકંતડે મુખ મલકે રે;
ઉર ઉર એકમેકે ઉભરે રે—સંગીત પ્રીતસુંο
જરીક એ સ્વર્ગે કે અપવર્ગે
જરી એ ભુલોક પાતાલેરે;

એક એજ બે લોકે સરાવે સરે—સંગીત પ્રીતસું૦
આનન્દ ચન્દ્ર એને નેન ઉગેરે,
ઉગે તે ઉગે કદીયે ન આથમેરે;
ઈશકૃપા હાથ બે ઝરતાં ઝરે રે—સંગીત પ્રીતસું૦

## મધુવન મળીયા.

( સારંગની ધુન. )

આજ મધુવન મળીયા રાધા શું શ્યામ.
દેખી બપોર થઈ ગોવાલણુ વહી ગઇ,
જે સાથ આવી'તી દધિવેચણુ રે,
રાધી એકલી રહી ગઇ રાને—રાધાસું
આમ્રતરૂ ડાળે બાંધી હિંડોળો,
ઝુલે મોહન ઘેન ઘેઘુર રે,
કોકિલ મલકતી બોલી એક વાણુ—રાધા શું૦
ચમકયો મોહન જાતી રાધી દીઠી,
ઝટપટ ગયો એ શું દોડી રે,
લાવ્યો કુંજ ગલન કરી સાન—રાધા શું૦
લઈ એને રે હિંડોલ બેસારી,
ગાતા મનોહર ગાન રે,
મેં આજે દીઠી મોહન રાધા એક તાન-રાધા શું૦

## શું વસ્યું મન.

( પુરવી. )

અંધારે કુંજગલન ફરતાં, શું વસ્યું મન,
શું વસ્યું મનમોહન રે, શું વસ્યું મન.
જોયું તિમિર તરૂવર શું લપટયું,

પડયું શ્યામ વશન શું લબડતું રે,
ત્યાંતો ઉગ્યો એ ચંદ્ર ક્ષિતિજે ગયું,
તિમિર પીયુ કરી ઉડયો પપૈયો રે.
સહુ એટલે દીપી નીકળ્યું મન રે મોહન૦
નાઠું તિમિર સહોદર ઘુડ એ,
જોતાં પ્રકાશ કયાંક ઉડે રે;
તરૂ ખખડાટ થયો કંઇ હળવે,
જ્યાં એ ઘુડે ઉડયું શોધે નિવાસ રે.
દુર તિમિર ભર કો ગગનરે
ભેટી રજની ને શશી પ્યારો
પ્યારો મોડે તોય રીસ ઉતારીરે;
પ્રકટયો પુરણ આનન્દ રે.
વન ઉપવન સહુ એજ પ્રસંગે રહ્યા જોઇ,
કલ્લોલ થઇ રહ્યો ભારીરે
શું ઉભરાણું મન મોહન રે
પાછો ફર્યો મનમોહન રે વનથી,
જ્યાં આવ્યો જ્યાં રાધા દ્વાર રે;
બહુ રે દિવસની રીસ ઉતારી,
ખખડાવે હળવે દ્વાર;
કેતાં રાધી મોહન :રે.
શું રે થયું હજી હું નવ જાણું,
કેમ બહુ દિની રીસ ઉતારી રે;
છોડયા અબોલા મુજને નિજ કીધી,
શું વનકો સખી મળી મારી રે;
સમજાવ્યા જીવનને. મોહન૦

# શ્રૃંગારહાર.

( શ્યામ રંગ સમીપે ન જાવું—એ રાગ. )

## ગરબી.

શ્રૃંગારહાર કોને કહો પ્હેરાવું,
આ શ્રૃંગારહાર કોને કહો પ્હેરાવું;
વન ઉપવનથી મધુર પુલ ચુંટયાં રે,
ગુંથ્યો સુંદર અતિ કોને પ્હેરાવું. શ્રૃંગારહાર કોને૦
સુણતાં મનોહર મંદ મંદ હસીયો રે,
માને ઠીક જો હું એને પ્હેરાવું. શ્રૃંગારહાર કોને૦
પાસે ઉભાં હ્તા રાધિકા પ્રભુ ઉર રૂપ,
નેને કે'તાં કે હું એને જ પ્હેરાવું. શ્રૃંગારહાર કોને૦
કોને પ્હેરાવું હવે મુજને ન સુજે,
કોને રાજી કરૂં કોને કહો રીસાવું. શ્રૃંગારહાર કોને૦
સુમન મધુર વાસ વહી જતાં મીઠઠાં,
થયાં અધિર અતિ કેમ એ થોભાવું. શ્રૃંગારહાર કોને૦
રાધા શ્યામ શ્યામ રાધાં આંખ વીચું ત્યાં,
પ્હેલાં થાય એને હારે શોભાવું. શ્રૃંગારહાર કોને૦
આંખ ઉઘાડું ત્યાં એકમેક એક બેય,
મારો હાર કયાં? કો કંઠે ધરાવું? શ્રૃંગારહાર કોને૦
મધુર મધુર હાસ્ય કરી જોતાં એ હું સું,
બસ એનાં ચરણ કમળ ચિત મ્હાઉં. શ્રૃંગારહાર કોને૦

## એક તરફી પ્રેમ.

( આશાવરી. )

એક તરફી પ્રેમ મ હોજો રે. રે એક તરફી૦
નયન હરસ સું ભટકે અહિં તહિં બીજાંને મન નવ કાંઇ રે,
ચાહો ભલે તમ પુર અંતરથી બીજાંને કદર ન કાંઇ રે.
એક તરફી.
બેઠે દુર દુર મુખ મલકાવે એક પલક ન મીટ મીલાવે રે,
ધીકતે હૃદય એ અધીક ઘી હોમે એમાં મન આનંદ
મનાવે રે. એક તરફી.
બાંધી પ્રીત તો કાં કહે આવી જો શક નત્ર તું એ નિભાવી રે,
શાને આવી ઘર બંસી બજાવી સાચું ખોટું કાં સમજાવી રે.
એક તરફી.

---

## 'રમણુ આશ.'

( કાનડો. )

એકવાર રમણુ આશ.
પછી ભવના ભવ વિરહે વીતા
ડુબું છો નિરાશ થઈ હતાશ. એકવાર. પછી ભવના.
ઉગ્યે શરદ પુર્ણ શશી રેન કરે ભેટે,
તેમ ભેટો બાંધો તમ કર પાશ. એકવાર. પછી ભવના.
મદન વસંત અને કોકિલ બપૈયા મોર,
મોર મેઘ રેન છો પછી મળી દે ત્રાસ. એકવાર. પછી ભવના.

સમણાં સુપન કુંજગલન મિલનનાં,
રમણ કેરાંએ દેખાઓ ભુત ભાસ. એકવાર. પછી ભવના.
પ્રભુ સુંદર મુજ વિનતિ કરો બહુ દિની
આજ તો અંતર ધરો ખાસ. એકવાર. પછી ભવના.

---

## ' નટવર છો તું. '

( નટ કેદાર. )

નટવર છો તું નટકે શિરોમણી.
નટવા છો તું નટકે શિરોમણી.
કેમ ન તો તુંમાં રાધે મન મોહે,
એક નેનન કેરે લટકે. નટકે શિરોમણી.
નટવર છો તું નટકે શિરોમણી.
વિધવિધ રૂતુમાં વિધવિધ રંગી
સમય સમય જ્યારે ચટકે શિરોમણી.
આજ વસંત આવી કેસર ઘોળ્યાં રે
કેવો ઉભો છુપી રંગ રાગ લટકે, નટકે શિરોમણી.
રાધે નજર પડવી રહી બાકી,
ખોલી દઇશ તું પટ ઘુંઘટકે. નટકે શિરોમણી.
નટવર છો તું નટકે શિરોમણી.

---

## નહિ એ બાલક ખેલ.

( પરજ. )

નહિં નહિં એ બાળક ખેલ વ્હાલા,
નહિં નહિં એ બાળક ખેલ વ્હાલા.

અંતર જળ સેજળ ભર છલબલ,
એ છલકંતી જીવન રસ હેલ.. વ્હાલા–નહિ નહિ.
આશ ઉજાશ નિરાશ તિમિર નભ,
ઝીલી હસવે રોવે અછરેલ. વ્હાલા–નહિ નહિ.
સમણાં સુગંધિતથી અતિ વાસિત,
ઝુલે એમાં મન ને પ્રીતમ છકેલ. વ્હાલા–નહિ નહિ.
એ શું અડપલાં હજીય ન આળસીયાં,
બીજું કરવું સુજે ન શું છેલ? વ્હાલા–નહિ નહિ.
જરીકજ ઠેલે હેલ વચકી જાશે,
થાશે ત્રુટયે રેલમછેલ. વ્હાલા–નહિ નહિ.
નહિં નહિં એ બાળક ખેલ વ્હાલા.

---

## એવાં એવાં સ્વપનેરે.

( ગરબી. )

એમ જાયે પળ પળ નિશદિન રે એવાં એવાં સ્વપનરે.
એવાં એવાં સ્વપનાં રે એવાં એવાં સ્વપનાં રે. એમ જાયે.
ભૂત તરે મન સહુ હમણાં શું મારૂં ઘર બાંધ્યું મે ભૂતે કાલે રે,
અહિં શું કંઇ સંબંધ મને ના, કોઇ કેજો માં આહિની મને રે.
 એમ જાયે પળપળ૦
ત્યાં ચ્યાં રહ્યાં ગોકુળ વૃંદાવન, યમુના તટ ને ગોધન રે,
છાય કદમ્બ ને આંબલીયા સહુ, કુંજભુવન ને મોહન રે,
એમ જાયે પળપળ૦
અમથી અહિંતો હળવે હળવે રસળું બીજું કાંઇ ન મારે રે,

જાઉં છું પ્રીતમ કેરે હું દેશે જ્યાં ખીલ્યાં છે સાચાં સ્વપન રે
એમ જાયે પળપળ૦
એવી નિંદરને સ્વપનાં એવાં જાણે અમ કો જન રે,
સ્વર્ગ ભર્યાં અમ નેને ઉઘાડયે છલકે એ લોચન રે,
એમ જાયે પળપળ૦

---

## ' એ રાધા વિરહ '

( બીહાગ )

એ રાધા વિરહ કોણ સમ આલી?
કેમ પ્રગટયો એવો પ્રખર એ અંતર,
નાંખી મુરલી હર્ષ શું વનમાલી. કોણ સમ.
એ રાધા વિરહ કોણ સમ આલી ?
નિશદિન એ વીણુ ઝુરી ઝુરી મરી,
ગાળ્યાં તનમન લાગી એવી તાલી. કોણ સમ.
એ રાધા વિરહ કોણ સમ આલી ?
એ વિરહે ગોકુલ વૃંદાવન,
આવ્યું વૈકુંઠ હાલી ચાલી. કોણ સમ.
એ રાધા વિરહ કોણ સમ આલી ?
જુગ જુગ અમર થઈ કર્યો પ્યારો,
થઇ એ પ્રાણપ્રિય પ્રભુ વ્હાલી. કોણ સમ.
એ રાધા વિરહ કોણ સમ આલી ?
કોણ સમ આલી કોણ સમ આલી ?
એ રાધા વિરહ કોણ સમ આલી ?

## ' વિનતિ મારી. '

( કેદાર. )

સુણી કે ન સુણી વિનતિ મારી ?
વિનતિ મારી વિનતિ મારી.
સુણી કે ન સુણી વિનતિ મારી ?
શું તેં કહ્યું જઈ કેમ ખબર કરી,
કેમ સુણ્યું એ બીહારી — સુણીકે.
મુખમુદ્રા એની કેવી હતી-થઈ,
કંઇ બોલ્યા કે ચુપ રહ્યા ગીરધારી. — સુણી કે.
હઠ રાધાએ લીધી કે નવ કંઇ,
કંઈ બોલ્યાં કે ના રાધા પ્યારી. — સુણી કે.
પ્રભુજીએ કંઇ આશ દીધી કે ના,
કયારે આવશે સુધ લેવા મારી. — સુણી કે.
સુણી કે ન સુણી વિનતિ મારી !

---

## ' શું રાધે વિલાસ. '

( વાધેશ્વરી. )

શું રાધે વિલાસ ?
રાધે વિલાસ શું રાધા વિલાસ !
એક એકથી એક ચડે,
ઉપમા ન ત્રિભુવન જડે,
થાય વાણી વર્ણને નિરાશ.
શું રાધે વિલાસ.

રાધા રસસાર રૂપ,
છલકી શ્યામ કુપ કર્યો અનુપ,
કર્યો અંતર એને નિજ પ્રકાશ.
શું રાધે વિલાસ.
બંસી એની જે પ્યારી,
વન વન નચાવનારી,
મ્હેર કરી શીખવી રાખી પાસ.
શું રાધે વિલાસ.
મન પ્રભુ આશ કરે રે,
વ્હાલા સોઇ ન કરે નિરાશ,
ગોવાળ મહારાજ કરી રાખ્યો અવાસ.
શું રાધે વિલાસ,
રાધે વિલાસ આલી રાધે વિલાસ.
શું રાધે વિલાસ.

---

## ‘ વીસરી ગયો શું ? ’

( કાનડો. )

વીસરી ગયો શું બંસી બજાવન ?
બંસી બજાવન—બંસી બજાવન,
વીસરી ગયો શું બંસી બજાવન !
બજવત બજવત કાં નવ વાજે,
શું કર્યું કોઇએ કામણુ રે ? બંસી બજાવન૦
વીસરી ગયો શું બંસી બજાવન ?

ફુંક ન ચાલે સુર ન નીકળે,
આજ શું આ મનમોહન રે. બંસી બજાવન૦
વીસરી ગયો શું બંસી બજાવન ?
બંસી પરે ફરે આંગળી ઠાલી,
આ આમ છાયો મુખ આ પરસેવો જળ લોચન. ?
બંસી બજાવન૦
વીસરી ગયો શું બંસી બજાવન !
કહે મનમોહન આજ થયું શું,
પુતળાં શું ઉભો શું જીવન રે ? બંસી બજાવન૦
વીસરી ગયો શું બંસી બજાવન !
બંસી બજાવન—બંસી બજાવન ?
વીસરી ગયો શું બંસી બજાવન ?

---

## ‘ શું મનનું મનમાં બોલે રે. ’

( પુરવી. )

શું મનનું મનમાં બોલે રે મોહનવર મારા !
મોહનવર મારા રે મોહનવર મારા—
શું મનનું મનમાં બોલે રે મોહનવર મારા !
એ તુંજ બોલ્યું કંઇ નવ સમજું,
શાને ન અંતર ખોલે રે. મોહનવર મારા.
શું મનનું મનમાં બોલે રે મોહનવર મારા.
હું નારી એટલેથી બોલું
તુજને શરમ શું આવે રે,

શરમ નહિ તો શું કહે પુછું,
એવું તે શું અટકાવે રે. મોહનવર મારા–શું મન.
એથી ચુપ ઠીક વાત રહી એક,
આતો બળતર ઠાલી રે,
તારૂં કહેવાયે કે કીધું;
નવ સમજું હું વનમાલી રે. મોહનવર મારા–શું મન.
બોલતો તાણી પ્રીતમવરજી,
અહિં નહિં કોઇ સાંભળશે રે,
આમાં કાંઇ નવ વળશે વ્હાલા,
તાણી બોલે ઘી સાકર ભળશે રે. મોહનવર મારા–શું મન.
શું મનનું મનમાં બોલે રે મોહનવર મારા,
મોહનવર મારારે મોહનવર મારા.
શું મનનું મનમાં બોલે રે મોહનવર મારા,

---

## 'શરદ પુનમની રાત કે'

( ગરબી. )

આવી આજ કાંતો શરદ પુનમની રાતકે--
સાગર શશી ચુંબશે રે,
ચુંબશે રે કે સાગર શશી ચુંબશે—સાગર
મોજની મોજે ઉછળી છોળે
કે કંઠ ઝણુંબશે રે લોલ. આવી કાંતો.
એના હાસ્ય કેરા લાસ્યની શી વાતડી,
ઘન આનંદ છંદ વાત રળીયાતડો

આજ એ શું થઇ એક મેક કે હમચી ખુંદશે રે લોલ. આવી.
સમણું શું ઊભરીયાં પુરવ પ્રીતના,
એ શું મોહિની ઉગી પુરવ અમીતમાં.
ઘાલી બાંહોલડી એય બન્ને કે એક મેકે વળુંધશે રે. આવી.
એવા રસ ઓધ આવ્યા સુર લોકથી,
ઘસડી જાશે નાવ એ હેત અથોકથી,
આજ ઘેલાં થઇ થઈ શું પીતાં એ શું ઝઝુમશે રે આવી.
આવી આજ કાંતો શરદ પુનમની રાતકે
    સાગર શશી ચુંબશે.
કે મોજની મોજે ઉછળી છોળે કે
    કંઠ ઝલુંબશે રે લોલ
આવી આજ શરદ પુનમની રાતકે
    સાગર શશી ચુંબશે.

---

## ‘ નિંદનેન આવી. ’

( પુરવી )

ઉઠીયે હવે તો લાલ નિંદ નેન આવી.
નિંદ નેન આવી લાલ નિંદ નેન આવી.
ઉઠીયે હવે તો લાલ નિંદ નેન આવી
એક પછી એક એમ આવે રે બગાસાં,
રાત રહી છે થોડી જાવી. નિંદ નેન.
ઉઠીયે હવે તો લાલ નિંદનેન આવી.
પ્રાતઃ સમય જાગવું વ્હેલું કામે લાગવું,

રોજ પેઠે આજ નથી સાસુ વઢ ખાવી. નિંદ નેન.
ઉઠીયે હવે તો લાલ નિંદ નેન આવી,
નેન અલસ ભર લાલ રહે દિનભર,
બાકી વાત કાલ જરૂર વ્હેલી જઈશ આવી. નિંદ નેન.
ઉઠીયે હવે તો લાલ નિંદ નેન આવી
નિંદ નેન આવી લાલ નિંદ નેન આવી
ઉઠીયે હવે તો લાલ નિંદ નેન આવી

---

## ' ભુલ ભુલામણી '

( ૫૬ )

ભુલ ભુલામણી કહોને કયાં શીખ્યા રે,
ભુલ ભુલામણી ઓ કહોજી કયાં શીખ્યા રે,
ગોકુળ ગલનમાં કે કુંજ ભવનમાં
કે ઘુમત ઘેરા ઘેરા રાધા નયનમાં–ભુલ ભુલામણી
કહોને કયાં શીખ્યા, લાલ કહોને કયાં શીખ્યા–ભુલ ભુલામણી
એક પ્રીત ગાનમાં કે રાધા તાનમાં,
કે રાધી કેરી સાનમાં, કે વૃંદાવન રાનમાં ભુલ–
કહોને કયાં શીખ્યા લાલ, કહોને કયાં શીખ્યા–ભુલ ભુલામણી
ચટપટ આજ જોતાં નટખટ નટવર,
કપટ ઝપટ જોતાં કે કોઇયે શીખાવી કાનમાં–ભુલ ભુલામણી

કહોને કયાં શીખ્યારે લાલ, કહોને કયાં શીખ્યા–ભુલ
ભુલ ભુલામણી કહોને કયાં શીખ્યા રે.

---

## ' અમ સમરણ શું '

( ૫૬ )

અમ સમરણ શું તુજ દરશાન વીણુ,
દરશાન વીણુ–તુજ દરશાન વીણુ.
ઉદ્ધવ કરે ઉપદેશ હમેશાં,
પણ ચાહીયે ત્યાં થઇએ શું જોગણુ રે–તુજ દરશાન૦
સ્મરણુ કરે જો પપૈયા નિશદિન,
નહિ વરસે મેહ વરષા વીણુરે– તુજ દરશાન૦
તરશે સ્મરણે જો ચકોરી પલપલ,
નહિ ઉગે ચંદ એ રજની વીણુ–તુજ દરશાન૦
માટે પ્રીતમ બાંધી પ્રાત નીભાવો,
કેમ રહે પ્રીતમ ઉર પ્રીત વીણુ– તુજ દરશાન૦
અમ સુમરણુ શું તુજ દરશાન વીણુ–
દરશાન વીણુ તુજ દરશાન વીણુ,
અમ સુમરણુ શું તુજ દરશાન વીણુ

---

## ' એક મિલનસું '

( પુરવી–પરજ )

મધરાતે રે ટેલે તુજ ઘર સું નિંદર છોડી એક મિલન સું.
નિંદર છોડી રાધા સુંદર નિંદ છોડી રે–એક મિલનન સું

મધરાતે રે ટેલે તુજ ઘર-સું નિંદર છોડી–
દિવસે એ શરમાયે મનમાં તુજ ઘર સું નવ આવે રે,
રાત પડે અંધાર ઢળે કે આવે અતિ મન ભાવેરે–એક
મધરાતે રે ટેલે તુજ ઘરસું નિંદર છોડી–એક મિલન સું.
તુંતો સુતી ભર નિંદરમાં ઘસ ઘસ પ્યારી પુર રે,
સ્વપને ન આવે કે તું એ જાણે પણ આવે પ્રેમે ચકચુર રે–એક
મધરાતે રે ટેલે તુજ ઘરસું નિંદર છોડી–એક મિલન સું
આટલું મથે વ્હાલો એક મિલન સું તોય દે નવ કાં દરશન રે,
બેઠો કયાંય હોય એકલડો ત્યાં જરી નાવે દયા તુજ મન રે–એક.
મધરાતે રે ટેલે તુજ ઘરસું નિંદર છોડી–એક મિલનસું
તું છો અબુઝને એ શરમાયે સરખાં થયાં છો બેય ભેળાં રે,
ચ્હાય તને એ તું નવ સમજે થશો કયારે હેળાં ઘેલાં રે ? એક મિ૦
મધરાતે રે ટેલે તુજ ઘરસું નિંદર છોડી–એક મિલન સું
નિંદર છોડી રાધા સુંદર નિંદ છોડીરે–એક મિલન સું
મધરાતે રે ટેલે તુજ ઘરસું નિંદર છોડી–એક મિલન સું

---

## ‘ લલકાર લાલ ’

( માલકોશ )

કંઠભર ગાન લલકાર લાલ.
ગાન લલકાર લાલ.

કંઠભર ગાન લલકાર લાલ

કંઠ છલક છલકી જાયે, પલક પલ ઉર ઉભરાય,

એવું મીઠલડું નવ રે'તું વ્હાલ લલકાર લાલ.

કંઠભર ગાન લલકાર લાલ

બંસી તુજ પરી મેલ, ગાનની રેલવ રેલ,

એને ઝુલે મ્હલાવ ને મ્હાલ લલકાર લાલ.

કેતો હઉં તુજને તાન, સંભારી હઉં ગાન,

આજ માન મારૂં આવ્યો, જો ઘર લાલ, લલકાર લાલ

કંઠભર ગાન લલકાર લાલ.

લલકાર લાલ શું કર શું ખ્યાલ,

કંઠભર ગાન લવકાર લાલ,

---

## ત્યાં ત્યાં ન વસે કાળ.

( માલકોશ અથવા કાનડો. )

રાધા શ્યામ વસે જ્યાં જ્યાં ત્યાં ત્યાં ન વસે કાળ

ત્યાં ત્યાં ન વસે કાન ત્યાં ત્યાં ન વસે કાળ

રાધા શ્યામ વસે જ્યાં જ્યાં ત્યાં ત્યાં ન વસે કાળ

ત્યાં રે સદાય પ્રેમ યુવાને વસંત વસે

ચાય કે પુજારી ઢાળે ચમર કે ત્રિકાળ. ત્યાં ન વસે.

રાધા શ્યામ વસે જ્યાં જ્યાં ત્યાં ત્યાં ન વસે કાળ.

રાગ ને રાગિણી સહુ ગાય નાચે મદ ઘેલાં,
તંબુર કો બજાવે કો કર કંકણે દે તાલ. ત્યાં ન વસે
રાધા શ્યામ હસે જ્યાં જ્યાં ત્યાં ત્યાં ન વસે કાળ
મ્હાલે એ મનોહરાં બે એક મેકે એક થઇ,
ધૂન જામે થૈ થૈ થૈથા કરંત થાય ત્યાંય. ત્યાં ન વસે
રાધા શ્યામ હસે જ્યાં જ્યાં ત્યાં ત્યાં ન વસે કાળ.

---

## રોષભર વદને.

( કલ્યાણ. )

આજ એ રોષભર વદન.
રોષ ભર અસંતોષ ભર વદન.
આજ એ રોષ ભર વદન,
ભ્રમર સંકુચિત નીચે નયન ઢાળ્યાં,
કંઠ બાધિત રોવે નીર નેન. આજ એ.
રોષ ભર વદન એ આજ એ—
કો સું ન બોલે ચારે રાખી વિનતિ ન કાન દે.
ખાનપાન છોડયાં સહુ શુન્ય શુન્ય વદન.—આજ એ.
રોષ ભર વદન એ આજ એ—
યમુના કિનારે બેઠો હાથ પગ જોડી
ઊઠશે હવે ન ત્યાંથી યદુનન્દન. આજ એ.

રોષ ભર વદન એ રોષ ભર વદન.
આજ એ રોષ ભર વદન

---

## ' એક દે દિદાર. '

( ભેરવી. )

હુવે તો પ્રભાત પડી એક જ દે દિદાર
એક દે દિદાર મને એક જ દે દિદાર.
હુવે તો પ્રભાત પડી એક જ દે દિદાર
જાવા ઘર વેળ થઈ કો સખી કેરે ઘરથી,
મહેર એટલી તો કર મુજ ગલનથી જા લગાર. એકજ દે.
સાંજની ઉભી અહિં દરશન ખાતર,
ન કર નિરાશ મને નંદકુમાર. એકજ દે.
ચાહે તે કર પ્રભુ મારે ન કંઇ મન,
એક મહેરની નજર હું સું રાખ ગિરધાર. એકજ દે.
હુવે તો પ્રભાત પડી એકજ દે દિદાર

---

## ' નેનન સામે. '

( ૫૬ )

તું તો ઉભો આ નેનન સામે નંદકુમાર
નેનન સામે આઠે જામે. તું તો.

પીતાંબર હવે તું નવ ધારે,
ઓઢ કામળી તિમિર અંબાર                                  તું તો.

દિન રજની કીધાં પાઘ બહુ રંગી
માથે સંધ્યા પ્રાતઃ મયુર પિછ ભાર.                       તું તો.

નાચે હસે વળી વેણુ બજાવે
પણ કોણ સુણે તુજ ઉચ્ચાર.                                તું તો.

મળવું તને નહિં બાનાં એટલા,
ખોટું રોવું શોકે અપાર.                                    તું તો.

તુજ પ્રીત વ્હાલા હજીએ એવી,
સુકાણી અમ ઉર આધાર.                                   તું તો.

રાત દિવસ ઘુમે તું અમ પાસે,
એક ભેટની આશ લગાર.                                    તું તો.

છોને બોલ્યાં કે વાંક ન તારો,
કે તેણે જ આજ્યાં જગ ભાર.                                 તું તો.

તું તો ઉભો આ નેનન સામે નંદકુમાર.
નેનન સામે આઠે જામે નંદકુમાર
તું તો ઉભો આ નેનન સામે નંદકુમાર

---

## 'શું અંજન.'

( જીવન તેજે ભર્યારે. )

તુજ નેને શું આંજયું રે આંજણુ કો,
આંજણુ કે એ કામણુ. તુજ નેને શું.
સઘળે જોતાં એકજ દેખે,
ભલે હોય યમુના કે વૃંદાવન. આંજન.
ઘરમાં કે ઘરબારે રાધી,
જો ઉભો બંસી કર ધર મોહન રે. અંજન.
આંજયું ચુત્રા એકે કે તુજ માએ,
કે આંજયું તું એ પુરવજનમ. અંજન
સાંજ સવાર ને દિન રજની,
મળીયાં જોવે એક જીવન. અંજન
સુખ દુઃખ જગ સુર લોક ન જાણે;
એવી કેને તને શું લગન. અંજન
પ્રભુને કેતાં એમ કર્યો તુજ,
થતાં તન્મયમાં મન પ્રીતમ. અંજન.
તુજ નેને શું આંજયું રે અંજન કો
આંજયું એ અંજન કે કામણુ.
તુજ નેને શું આંજયું રે અંજન.

## ' બીહાગ ગાવે. '

( બીહાગ. )

જો રાગ બીહાગ ગાવે રે માધુ ઘર આવે,
માધુ ઘર આવે રે માધુ ઘર આવે.
જેમ ચકોરી ગીત સુણતા પુરવથી,
ધસમસતો મધુર ચંદ આવે. જો.
પુરણુ આલાપું તો ઉભી દ્વારે,
જો એ અતિ પ્રીતમ મન ભાવે રે. જો.
' કોણુ આલાપે ' આવે કરતા રે
મનમાં વિસ્મય થાતા આવેરે. જો.
મેં રે સુણ્યું છે જ્યાં જ્યાં એ ગયે,
હમણાં રાગ બીહાગ બહેલાવે. જો.
કેમે જો આવતા હોય મોહન તો
મન માન્યા વીણુ એ ન નચાવે. જો.
જો રાગ બીહાગ ગાવે માધુ ઘર આવે.

---

## ' મુખ ન મલકાવ. '

( ભેરવી. )

ગોરી હો તુજ મુખ ન મલકાવ.
મુખ ન મલકાવ રે–હો ગોરી.
એથી દેખાય દંત પંક્તિ મોતી સરીખ,
ભોળા રાજહંસ ને ના ભોળાવ,
ગોરી હો તુજ મુખ ન મલકાવ.

આંખે ચડયા છે આમે હાથ કમલદંડ શ્વેત,
થશે માનસ વીહોણું હંસ સાવ,
ગોરી હો તુજ મુખ ન મલકાવ.
તુજ કપોલે ભાવ વિવિધ ઉગે આથમે,
ચોરી એ રંગ જશે મેઘ વીણુ ભાવ,
ગોરી હો તુજ મુખ મ મલકાવ,
એરે તું માન ને વિનતિ મારી,
ઠાલા હાથ કો કાં સાજા કરાવ.
ગોરી હો તુજ મુખ મા મલકાવ,
મુખ મ મલકાવરે હો ગોરી
ગોરી હો તુજ મુખ મ મલકાવ.

---

## ‘ બંસુરી વાતા. ’

( પરજ અથવા પુરવી. )

પાછલી રાતના શ્યામ પધારે બંસરી વાતા,
બંસુરી વાતા રે પાછલી રાતના—
સહુ સુતાં હોય ત્યાં આવી જગવે,
મીઠું મીઠું કાંઇ ગાતા-બંસુરી વાતા.
પાછલી રાતના શ્યામ પધારે બંસુરી વાતા.
છાના તો કે આવે ઉંટે ચડીને,
જેમ કહીયે તેમ વધુવંધુ થાતા-બંસુરી વાતા.
પાછલી રાતના શ્યામ પધારે બંસુરી વાતા.
રંગ શું જામે જ્યાં શશી આથમતો,
પડે છુટા બે નિશ્વાસ ખાતાં રે. બંસુરી વાતા.

પાછલી રાતના શ્યામ પધારે બંસુરી વાતા.
એરે પ્રભુને કહેવું શું મારે,
મારૂં માને નહિ મદમાતા રે—બંસુરી વાતા
પાછલી રાતના શ્યામ પધારે બંસુરી વાતા.

---

## ' કૃષ્ણુ રૂપ થઇ ગઇ. '

( ૫૬ )

કૃષ્ણુ કૃષ્ણુ હું કરતી'તી ને કૃષ્ણુ રૂપ થઈ ગઇ.
કૃષ્ણુ રૂપ થઇ ગઈ હું કૃષ્ણુ રૂપ થઈ ગઇ.
કૃષ્ણુ કૃષ્ણુ હું કરતી'તી ને કૃષ્ણુ રૂપ થઈ ગઇ.
પ્રીતમવર મુજ મંદિર આવ્યા,
જોતાં પાછા ગયા કહી તું રાધે નહિ. કૃષ્ણુરૂપ.
કૃષ્ણુ કૃષ્ણુ હું કરતી'તી ને કૃષ્ણુ રૂપ થઇ ગઈ.
પાછા ન આવ્યા આવે મન ત્યાં ન માને કે,
તું કો ધુતારી મારી રાધે નહિ. કૃષ્ણુ રૂપ.
કૃષ્ણુ કૃષ્ણુ હું કરતી'તી ને કૃષ્ણુ રૂપ થઇ ગઇ.
વિરહીણી તે દિની ઝુરૂં સખી હું,
કૈંક બતાવ ગોરી થઉં રહી. કૃષ્ણુ રૂપ
કૃષ્ણુ કૃષ્ણુ હું કરતી'તી ને કૃષ્ણુ રૂપ થઈ ગઇ.
કૃષ્ણુ રૂપ થઇ ગઇ. હું કૃષ્ણુ રૂપ થઇ ગઇ.
કૃષ્ણુ કૃષ્ણુ હું કરતી'તી ને કૃષ્ણુ રૂપ થઈ ગઇ.

---

## 'શું એ દિન નહિ આવે ?'

( પદ. )

કે'ને સખી શું એ દિન નહિ આવે ?
રાત્રીના ભૂત ઉષા આવ્યે ભાગે,
તેમ દુઃખ વિરહનાં એની વેણુ રાવે. દિન નહિ આવે.
કે'ને સખી શું એ દિન નહિ આવે.
નાસી છુટે જેમ તિમિર સુર ઉગ્યે,
તેમ વિરહ હું ઉપર એના ભાવે. દિન નહિ આવે.
ક્યાંથી અચાનક બારણે ઉભી,
હરખાવી, રાધે કહી બોલાવે- દિન નહિ આવે.
ઝબક ઉઠી બાર ઉઘાડું ત્યાં,
જોઉં પ્રીતમને ભેટી પડું ભાવે- દિન નહિ આવે.
ભેગા બેસી સુખ દુઃખ ટાળી,
એની ઝાંખી દઇએ વીસરાવે- દિન નહિ આવે.
શ્યામ રાધા રાધા શ્યામ કરાવે- દિન નહિ આવે.
કે'ને સખી શું એ દિન નહિ આવે ?

---

## 'તો ઝાંખી નંદકુમાર.'

( પદ. )

જો ન દે દરસ તો ઝાંખી નંદકુમાર.
ઝાંખી નંદકુમાર તો ઝાંખી નંદકુમાર.
જો ન દે દરસ તો ઝાંખી નંદકુમાર.

આગળ તો ઉંબરથી ન ઉઠતો જરાયે,
શું હવે ઝાંખી નોય હક ન લગાર. ઝાંખી નંદકુમાર.
જો ન દે દરસ તો ઝાંખી નંદકુમાર
દુરથી ભટકતી આવું મિલનસું,
કરી બેઠો શું બંધ તું દ્વાર. ઝાંખી નંદકુમાર.
જો ન દે દરસ તો ઝાંખી નંદકુમાર,
હું સું બીજી ઘણી તુજને મોહન,
મને એક દરસની આશ પુર પાર. ઝાંખી નંદકુમાર.
જો ન દે દરસતો ઝાંખી નંદકુમાર.
પ્રભુ કે'ને પુછુ શું મુજ ઉખળ્યાં,
હું સું ફરી બેઠાં પ્રીતમ પ્યાર. ઝાંખી નંદકુમાર.
જો ન દે દરસ તો ઝાંખી નંદકુમાર.

---

## 'એ તે શું જાણરે.'

( ૫૬. )

એ તે શું જાણે–દુરજનીયાંરે એતે શું જાણેરે.
કેમ થાયે યમુના તીર વાર–આપણને કેમ થાય.
એતે શું જાણે કેમ થાય યમુના તીર વાર–એતે
હસતો ઉભો હોય શ્યામ મારગમાં,
અધવીંચી નેને મન્દ લ્હેરેરે;
પાણી ન દે જાવા નવ જઇ શકીયે,
એક ટસે જોતાં ઘેને ઘેરે રે–કેમ થાય એતે

એ તે શું જાણે-કેમ થાય યમુના તીર વારે-એતે
પાણી ઠેકાણે પાણી પડયું રે,
હેલ ઠેકાણે હેલરે;
મન એની નેન રસ સાકર પીગળે,
થાય હેતની હૈયે ઠેલમ ઠેલરે. કેમ થાય-એતે
એ તે શું જાણે કેમ થાય યમુના તીર વારરે-એતે
થોભંતો તોય જાયે ચાલ્યો,
અમ ઉપરથી પશ્ચિમ સુર રે;
કે એ અમ ભાગ્યે કે કમ ભાગ્યે,
અમે જાગી જોતાં અસુર રે કેમ થાય એતે
એ તે શું જાણે રે કેમ થાય યમુના તીર વારરે-એતે
ફાળ પડે અંતરમાં દોડું હું,
ભરી કે નવ ભરી હેલ રે,
એ જાયે એને મારગ ચાલ્યો,
એવા કાંઈ કો એ સમજે ફેલ રે. કેમ થાય-એતે
એ તે શું જાણેરે કેમ થાય યમુના તીર વારરે.

---

## 'જોઇ લટ સમારતી.'

( ભેરવી. )

આજ રાધીને સ્વપને ઉભી જોઈ લટ સમારતી.
આજ પીયાને સ્વપને ઉભી જોઇ લટ સમારતી,

લટ સમારતી લટ સમારતી આજ પીયાને.
જાણું એની ગલન ગયો,
જે ઝરૂખે ઉભી ત્યાંથી નીસર્યો,
શ્રી યમુના કોર ઉભી,
કંઇ શૂન્ય શૂન્ય–નિહાળતી–આજ પીયાને–
આજ પીયાને સ્વપ્ને ઉભી જોઇ લટ સમારતી–આજ રાધીને
અલસ ભર સવાર આંખ.
લટ સમિર ઝુલવે કપોલ લોલ;
ઉષાને જગાડી આવ્યો,
માથે જગવવે આ ન ગણુકારતી–આજ પીયાને
આજ પીયાને સ્વપને ઉભી જોઇ લટ સમારતી–આજ રાધીને-
શુ એ રેન સ્વપન મુજ,
આવ્યું હશે એ સંભારતી,
'શું એ આવ્યું અહા કેવું !'
કે'તાં શું ન હશે ઓવારતી–આજ પીયાને
આજ રાધીને સ્વપ્ને ઉભી જોઇ લટ સમારતી–આજ રાધીને

---

## 'એવો જોઇએ.'

(ભૈરવી.)

હું સુ તો કોક ઝુલે એવો જોઇએ,
ઝુલે એવો જોઇએ ઝુલે એવો જોઇએ,
હું સું તો કોક ઝુલે એવો જોઇએ,
સમિર સ્વચ્છન્દ છન્દે,
કંઇક કંઈક ગાતી હીંડુ,

એને તાને માન ભાન,
 સાવ ડોલે ને ડુલે હું સું તો કોક–
ઝુલે એવો જોઇએ ઝુલે એવો જોઇએ,
હું સું તો કોક ઝુલે એવો જોઇએ.
ઘુઘર મંજુ બાંધી પાયે,
 હું વાંસે ઠમક ઠમક ચાલેરે,
તાલ દેતો વર્ષો સું ગાતો
 કલાપુર મયુર સું ડોલે રે. હું સું તો કોક.
ઝુલે એવો જોઇએ ઝુલે એવો જોઇએ
હું સું તો કોક ઝુલે એવો જોઇએ,
મોર પીંછ વાંસે ઉડે
 ઉડે પીતાંબર ધરી મુરલી મુખ,
ઘેલો મદ ઘેને ઘેઘુર,
હું સું તો કોક ઝુલે એવો જોઇએ.
 જીવન વેચંતો અણમુલે. હું સું તો કોક.
ઢાળો અંતર કેરો મુજ પ્રેમ,
 ઢાળી નેન મુજ પ્રેમ ઘેન,
ચાલ ચટક વહે પ્રેમ વ્હેન,
 મુજ પ્રાણ પ્યારી સુ મલકારે. હું સું તો કોક.

---

## ‘ તું ભલે પ્રભાત વા. ’

( ભૈરવ. )

તું ભલે પ્રભાત વા એમ પ્રભાત ન્હોયે,
તું ભલે પ્રભાત વા એમ પ્રભાત ન્હોયે;
એમ પ્રભાત ન્હોયે, લાલ એમ પ્રભાત ન્હોયે. તું૦

ઘર મારે આવ્યા વીણુ, હજી ન આવ્યા ભુજગલન;
ત્યારેજ પ્રભાત થાય જ્યારે વીતે રાત. તું૦

તું ભલે પ્રભાત વા એમ પ્રભાત ન્હોયે,
તું નટખટ નટવર હું સું, જરીય નહિં ફાવે;
જાણજે પુરણુ જાણું તુજ મન સહુ વાત. તું૦

તું ભલે પ્રભાત વા એમ પ્રભાત ન્હોયે,
નાવવાનું મન તારૂં વચન ન પાળવું;
કાલ તારૂં માને ન કો એમ ગોકુલ કરૂં વાત. તું૦

તું ભલે પ્રભાત વા એમ પ્રભાત ન્હોયે,
એમ પ્રભાત ન્હોયે લાલ કેમ પ્રભાત હોયે;
તું ભલે પ્રભાત વા એમ પ્રભાત ન્હોયે.

---

## ‘ બંસુરીયાં વેરણુ થઇ. ’

( પુરવ વા ભૈરવ. )

તારી રે બંસુરીયાં વેરણુ થઈ,
બંસુરીયાં વેરણુ થઈ તારી–આ;
તારી આ બંસુરીયાં વેરણ થઈ,
તારે ન કામ બીજું સહુ પરવારી બેઠો રે.
બીજાને કનડવા બેઠો એ લઈ–તારી રે.
બંસુરીયાં વેરણુ થઈ તારી આ;
ગોકુળ ઘર ઘર એની જ વાતો.
સહુને પેટની પીડ થઇ–તારી રે.

બંસુરીયાં વેરણુ થઈ તારી આ,
ઘરનાં ન બ્હારનાં કામકાજનાં;
ખાન પાન નિંદ સહુ વિસારીરે-તારી રે.
બંસુરીયાં વેરણુ થઈ રે-તારી આ.
પ્રભુ હાલ બેહાલ કર્યાં એણે,
હવે શું થાશે શું થાવી રહી-તારી રે;
બંસુરીયાં વેરણુ થઇ તારી આ,
તારી આ બંસુરીયાં વેરણુ થઈ.

---

## 'મુખડું સલુંણું એ.'

( ગરબી. )

અમ નયનાં ઠારણુહાર રે એ મુખડું સલુણું રે,
મુખડું સલુણું એ અમ એ મુખડું સલુણું. એ મુખડું૦
અમ નયનાં ઠારણુહાર રે એ મુખડું સલુણું રે,
જ્યાં જઈયે ત્યાં ભેળું ને ભેળું રે;
શુદ્ધ સાન ભાન ભુલવનહારરે. એ મુખડું૦
અમ નયનાં ઠારણુહાર રે એ મુખડું સલુંણું રે,
યમુના તટ પનઘટ બંસી બટ
એ અમ અંતર તાર સતાર રે. એ મુખડું૦
અમ નયનાં ઠારણુહાર રે એ મુખડું સલુંણું રે,
ઘરમાં કે ઘરબાર ડેલી બારીયે;
જ્યાં ત્યાં ઉભો હોયજ નંદકુમાર રે. એ મુખડું૦

અમ નયનાં ઠારણુહાર રે એ મુખડું સલુણું રે,
અમને લગન લાગી એશું કે એને અમશું રે;
આવે સાચો કે ખોટો વાર વાર રે. એ મુખડું૦
અમ નયનાં ઠારણુહાર રે એ મુખડું સલુણું રે.

---

## 'મોહન ઘર ચાલ'

( ૫૬. )

શું મધરાત વીતી ગઈ મોહન ઘર ચાલ.
ચાલ તું ઘર આ મોહન વર. શું મધરાત.
એ વિરહીણી ઉભી બારની બારે
જ્યારથી થયો અંધાર રે,
પંથ નિહાળતી તારો ઉભી,
પગવાળી બેઠી ન લગારરે. મોહન ઘર ચાલ.
જો મધરાત વીતી ગઈ મોહન ઘર ચાલ.
નિંદ ભરાણી જો તુજ નેને
આવીશ ત્યાં ઉતરી જાશે રે.
તુજને મળ્યાનો હર્ષ કેટલડો,
બિચારી રાધી મન થાશે. મોહન ઘર ચાલ.
જો મધરાત વીતી ગઇ મોહન ઘર ચાલ
જો તું મળ્યો તો નહિ દઉં જાવા,
છુટકો ન આવ્યા વીણ જરાયરે,
માન તેના દઉં સમ હું મનોહર

હવે કેમે પાછું ન વળાયરે. મોહન ઘર ચાલ.
જો મધરાત વીતી ગઇ તો; મોહન ઘર ચાલ.

---

## 'આવી રૂડી શરદ પુનમની રાતરે.'

(ગરબી.)

આવી રૂડી શરદ પુનમની રાતરે
 કે શ્યામ વન વેણુ વાયે.
વેણુ વાયે રે વેણુ વાયે
 શ્યામ વન વેણુ વાયે.
આવી રૂડી શરદ પુનમની રાતરે
 કે શ્યામ વન વેણુ વાયે.
ધીમી ધીમી મધુર મધુરી,
 સમીર ની લ્હેરે લ્હેરાયરે,
કે શ્યામ વન વેણુ વાયે. આવી રૂડી.
સુણતાં માં સહુ જાગી ગોપી રે.
 એરે એને લાગી મન વીરહની લાયરે.
કે શ્યામ વન વેણુ વાયે. આવી રૂડી.
જોતામાં ભાન સાન માન ભુલી,
 એરે મન મોહન મીલન અકળાયરે,
કે શ્યામ વન વેણુ વાયે. આવી રૂડી.
સુંદર પ્રીતમ પ્રભુ કો લળી લળી વિનવીયે,
 અમને મોહન મીલાવો પડીયે પાયરે.
કે શ્યામ વન વેણુ વાયે. આવી રૂડી.

---

## ‘ નેણુલાં ભાવે ભર્યાં રે. ’

( કાલિંગડો. )

આજ એનાં નેણુલાં ભાવે ભર્યાં રે,
ભાવે ભર્યાં રે એનાં ભારે ભર્યાં રે;
આજ એનાં નેણુલાં ભાવે ભર્યાં રે.

કુંજ ભવન જઇ બેઠો તે બેઠો રે,
આજ એને ચિત્તલડે કોઇક સંચરીયાં રે,
કે નેણુલાં ભાવે ભર્યાં રે. આજ એનાં૦

કાંતો રાધાને એ મનડે આલેખતો,
કાંતો એને સુરતનાં સુખડાં સાંભરીયાં રે;
કે નેણુલાં ભાવે ભર્યાં રે. આજ એનાં૦

શોકની ન છાય સુખ આનંદની મન્દ લ્હેર,
કાંતો ગતદિન રેન સમણાં ઉભરીયાં રે;
કે નેણુલાં ભાવે ભર્યાં રે. આજ એનાં૦

કુંજ ભવનનાં કો ફૂસણાં મનામણાં રે,
આજ એને અંતરથી નેનસું તરવરીયાં રે.
કે નેણુલાં ભાવે ભર્યાં રે. આજ એનાં૦

નાચતાં વિવિધ રૂપે આંખ ઉલાળે કે’તાં,
‘ કાં અમે કેવાં ? ’ હાથ તાલ દઈ પરવરીયાં;
કે નેણુલાં ભાવે ભર્યાં રે. આજ એનાં૦

ભાવે ભર્યાં રે ભારે ભર્યાં રે.
આજ એનાં નેણુલાં ભાવે ભર્યાં રે.

---

## 'તો સ્વપને આવજો હો.'

( ભૈરવ )

જો જાગતી હઉં નવ ત્યારે તો સ્વપને આવજો હો;
સ્વપને આવજો હો લાલ રે સ્વપને આવજો હો.

જો જાગતી હઉં૦

મનને કંઇ છેટું નહિ વ્હાલા,
આળસ છેટાં પાડે રે;
થાક આળસ બન્ને થાય ભેળાં,
તમ આવવે આવે આડે.
તો સ્વપને આવજો હો. જો જાગતી હઉં૦

પડખો પડખ વ્હાલા આપણુ રહીયે,
આવી શકો પળ વારે રે;
નિંદ નાવે બેસી દેશો હેલારો તો,
આવી ઉભશો મુજ અંતર આરે,
તો સ્વપને આવજો હો. જો જાગતી હઉં૦

જેરે ગમે રૂપ, બોલંતાં કે ચુપ,
જેમ તેમ આવશો તોય ઠીકરે;
આવીને ચાલ્યા જશો જો પ્રીતમ,
તોય નહિ માનીશ પાડ જરીક રે,
તો સ્વપને આવજો હો. જો જાગતી હઉં૦

આવજો હો લાલ સ્વપને આવજો હો,
જો જાગતી હઉં નવ ત્યારે તો સ્વપને આવજો હો.

---

# 'કોણુ રાગ ગાઉં.'

( પરજ. )

કહે કોણુ રાગ આજ ગાઉં મનોહર
ગાઉં મનોહર—આજ કોણુ રાગ ગાઉં.
કોણુ રાગ ગાઉં—આજ મનોહર
બહુરે દિવસ પછી આવ્યા છો પ્રીતમ,
કરી કૃપા અતિ મુજ મંદિર. કોણુ.
કહે ને કો રાગ તને અતિ પ્રિય આ દિન
તે હું પુર પુરણુ બહેલાવું. કોણુ.
દીન હું તો દાસી તુજ તું સકલ પદારથ તું
કહે ને કેમ કરી હું રીઝાવું. કોણુ.
જેવી લગાવી પ્રીત મુજ તેં દિલડે,
આજ ગાઇ ગીત—કેવી દેખાવું. કોણુ.
તું તો હવે અમ સું થયો મોંઘોરે,
કાં કે રહ્યું ન કંઇ મુજ કે લોભાવું. કોણુ.
નવનીત નવલડું રૂપ, યૌવન ત્યાં
એક રાગ રહ્યો ચરણુ ધરાવું. કોણુ.
પ્રભુ સુંદર એ રાગ મન ઘુમે તુજ
થાય મન કદી એણે બોલાવું.
કે ઝટ પાછું થાય તને મન આવવાનું. કોણુ.
ગાઉં મનોહર—આજ ગાઉં મનોહર
કહે કોણુ રાગ આજ ગાઉં મનોહર.

## ' શું તું કરે રે વિલાપ. '

(બિહાગ.)

શું તું કરે રે વિલાપ રાધે
આપણુ વચ ઘન કુંજ અંધારરે. શું તું કરે
ચકવા ચકવી વચે જેમ રજની ચંદ રજની વચે જેમ દિનરે
દિન સુર વચ જેમ આવે વાદળદળ સહુ ક્ષણિક ક્ષણે
જનારા આપરે. શું તું કરે.
નેન પ્રકાશ વચ જેમ હવા થર, જીવશિવ વચે જેમ માયારે,
આધિ ઉપાધિ મન પુરણુ આનંદ વચ નિત માનીખા ના
થાપરે–શું તુ કરે.
ચકવા ચકવી ચંદ રેન સુર ને દિન જીવ શિવ ને મન આનંદરે,
એક હતાં ને એક થશે વળી તેમ ઝટ થાશે આપણુ મેળાપરે.
શું તું કરે.
તું ન સમજ મુજ મનડે સંતોષ પુર લાગે ન ઉપાધિ દોષ રે,
રાખે અનંતતા લ્હાવા સદાયે જે નવ સાચવી શકીએ આપરે.
શું તું કરે.
શું તું કરે રે વિલાપ રાધે
આપણુ વચ ઘન કુંજ અંધાર રે. શું તું કરે રે.

---

## ' મધુવન વેણુ રેનની. '

પદ.

તું શું વા મધુવન વેણુ રેનની,
શું વા મધુવન વેણુ રેનની. વા રેનની૦

## મધુવન વેણુ રેનની.

( બીહાગ )

તું શું વા મધુવન વેણુ રેનની,
હું તો નવોઢા શ્યામ વનની અજાણી;
કેમ એકલી નીકળું ઘરથી રેનની. વા રેનની૦
તું શું વા મધુવન વેણુ રેનની.
ગાઢ તિમિર તરૂ ભેટ્યાં જોઈ,
શકું કેમ વિરહીણી તુજ પ્રેમની. વા રેનની૦
તું શું વા મધુવન વેણુ રેનની.
બેચેની અંગ અંગે વાધે,
નાચે સામે બીક કંઇ મુજ નેનની. વા રેનની૦
તું શું વા મધુવન વેણુ રેનની.
દિનભર કયાંયે ન મુખડું દેખાડે,
વાજે વેણુ જયારે વેળ શયનની. વા રેનની૦
તું શું વા મધુવન વેણુ રેનની.
આડો આવો શું દિનો મળતો કેવું ?
તો કેવી અવધી થાયે સુખ ચેનની. વા રેનની૦
તું શું વા મધુવન વેણુ રેનની.

---

## આજ પીયા શું કરત વાત.

( બીહાગ. )

આજ પીયાસું કરતાં વાત વીતી ગઇ રાત.
વીતી ગઇ રાત આજ વીતી ગઇ રાત,
આજ માધુ સું કરતાં વાત વીતી ગઇ રાત.
હૃદય રેડે વાતે રાધી સુંદર કાને,

નવ ખબર રહી ગઈ મધરાત        આજ પીયા સું૦
આજ માધુ સું કરતાં વાત વીતી ગઇ રાત.
વદન કહે નેન કહે કહે રે કપોલ લોલ,
કહેતાં કહેતાં અંતર ઉભરાત.        આજ પીયા સું૦
આજ માધુ સું કરતાં વાત વીતી ગઇ રાત.
સુતા સુતા સુણે મોહન મનોહર,
નિરખે એકી ટસે અતિ સુહાત.        આજ પીયા સું૦
આજ પીયા સું કરત વાત વીતી ગઇ રાત.
વાત કે'તાં નવ ખુટે વધે એ,
કેતાં અમૃત વહી પળ સું રાત.        આજ પીયા સું૦
આજ પીયા સું કરતાં વાત વીતી ગઇ રાત.
વીતી ગઇ રાત આજ વીતી ગઇ રાત,
આજ માધુ સું કરત વાત વીતી ગઇ રાત.

---

## શશીયર થંભ્યો.

(પદ.)

શશીપર થંભ્યો થંભી રજની થંભ્યાં આકાશ પાતાળરે,
ધ્રુજે ધરા પગને ધમકારે જાણે આવ્યો પ્રલયકાળરે.
શશીપર થંભ્યો થંભી રજની–થંભ્યા આકાશ પાતાળરે,
કોઈ ગોપી પડી પૃથિવી ઘાયલ, કોઈ ભુલી શુધ સાનરે,
કોઇ બેભાન થઇ કોઈ પલાયન ને કોઈ પકડાઇ બાનરે,
શશીપર થંભ્યો.–થંભી રજની–થંભ્યાં આકાશ પાતાળરે,
અવિરત વૃષ્ટિ નેનબાણુની વરસે વાય મુરલી ઘેલી લ્હાયરે.

રાધા પ્રીતમ રણુ રંગ ઝઝુમે કોઈ કોઇથી ન ગાંજ્યાં જાયરે.
ચરાચર થંભ્યો—થંભી રજની થંભ્યો આકાશ પાતાળરે.

---

## હવે તો હસ ચંડી.

( ભૈરવી. )

હવે તો હસ ચંડી રજની ગઇ.
રજની ગઇ તુજ રીસ બહુ રહી.
હવે હસ ચંડી રજની ગઇ.

હલચલ આ સુંદર ગોળ મુખ તારે,
કેમ રીસ આવી રહી શકે સ્થિર થઇ રે. રજની.
હવેતો હસ ચંડી રજની ગઈ.
મોઢું ચડાવી બેઠી રેન બોલી,
વિનવી થાકયો કહી: કંઇ કંઇ. રજની.

આવી ઉભી આ તુજ સ્પર્ધાકર,
પાઠ પાછી એને હસી જરીક લઇ. રજની.

હવે તો હસ ચંડી રજની ગઈ.
જાઉં હવે છું વ્યર્થ જશે દિન,
દીન થઈ કહું છું માન હઠીલી રી. રજની.
હવે તો હસ ચંડી રજની ગઇ.
રજની ગઈ તુજ રીસ બહુ રહી,
હવેતો હસ ચંઠી રજની ગઈ.

---

# નવનીત પ્રીત.

( વાઘેશ્વરી. )

એકજ હતી નવનીત પ્રીત.
નવનીત પ્રીત; નવનીત પ્રીત.
એકજ હતી નવનીત પ્રીત.
એ રે દિવસે હતા નોખા અનોખા કંઈ,
હતી નવ વધુ નવ પરિણીત. નવનીત.
એકજ હતી નવનીત પ્રીત.
સાસુ નણંદ હતાં ખુશ ખુશ હું પર,
રે'તાં હાથ મુજ દધી નવનીત. નવનીત.
એકજ હતી નવનીત પ્રીત.
હસતો આવતો વેણુ વાજતો પ્રીતે,
દેતી રાજી થઇ માગે એ ખચીત. નવનીત.
એકજ હતી નવનીત પ્રીત.
જાણી અજાણી મને સહુ ઘરનાંયે,
ગયાં સહુ; કયાંથી દઉં હવે નવનીત. નવનીત.
એકજ હતી નવનીત પ્રીત.
જાણ્યું પ્રીતમે કે પ્રીત સુકાણી,
હવે સામો નથી મળ્યો ભુલ્યો ભીત. નવનીત.
પ્રભુ મોહનની પ્રીત તે આવી કે ?
કરતા હશે આવી સહુ સું પ્રીત ? નવનવી.
એકજ હતી નવનીત પ્રીત.

## જાગીયે શ્રી નાથજી.

( કલિંગ. )

જાગીયે શ્રી નાથજી ઉગી આ પ્રભાત.
ઉગી આ પ્રભાત લાલ ઉગી આ પ્રભાત.
જાગીયે શ્રી નાથજી ઉગી આ પ્રભાત
સુણો કે પાડોસણ પંચમ ગાયે,
પનીયારી ચાલી યમુના ઘાટ. ઉગી આ.
જાગીએ શ્રી નાથજી ઉગી આ પ્રભાત
વાગે વલોણું ઘર પેલે સુણોને,
ઉઠો ઉઠો મા યશોદા જુવે વાટ. ઉગી આ.
જાગીયે શ્રી નાથજી ઉગી આ પ્રભાત.
તમને ન કેશે કોઇ કેમ તો મોડા,
પ્રભુ મારી ગત થાશે શી તમ માટ ? ઉગી આ.
જાગીયે શ્રી નાથજી ઉગી આ પ્રભાત.

---

## રજની એ સુર.

( પદ. )

કેવો લાગે નીરવ રજની એ બંસી સુર ?
શાંત નિઃશબ્દતા એ વરસે ઝરમર અંધાર,
એવે ભમે વહે આમ તેમ દુર સુર. બંસી સુર.
કેવો લાગે નીરવ રજની એ બંસી સુર ?
રાખ ચડી માંડ વિરહ ધુણી સું,
ત્યાં પવન પુંકસું ખમે વેણુ કુર. બંસી સુર.

અગન તપત જ્વાલા હાંઝે હઝારેરે,
આજ મને તને કાળ જરૂર કાલ જરૂર. બંસી સુર.
કેવો લાગે નીરવ રજની આ બંસી સુર.

---

## ઘડી બે ઘડી રીસ હોયે રે

( સોહિણી. )

ઘડી બે ઘડી રીસ હોયે રે વ્હાલમજી મારા.
માંઠ કરી વળી મળીયે ભેળાં પળ,
અડયાં હોયજ ત્યાં મુખડાં તમારાં રે. વ્હાલમજી મારા.
ઘડી બે ઘડી રીસ હોયેરે વ્હાલમજી મારા.
દુરીજન બોલ જરી પાઠીયે વીસારે રે,
તમસું આવ્યે ઠરે અંતર અમારાં રે. વ્હાલમજી મારા.
ઘડી બે ઘડી રીસ હોય રે વ્હાલમજી મારા.
લળી લળી પાયે પડીયે તોયે,
કરતા હશો શું આમ અકારાં રે ? વ્હાલમજી મારા.
ઘડી બે ઘડી રીસ હોયે રે વ્હાલમજી મારા.
સમ નવ માનશો તોય હઉં મુજ,
એકવાર હસી બોલોને છોગાળા રે વ્હાલમજી મારા.

---

## રાધે વલ્લભ શ્યામ

( કલ્યાણ )

સહુ કોઇ કહે રાધે વલ્લભ શ્યામ.
વલ્લભ શ્યામ રાધે વલ્લભ શ્યામ.
સહુ કોઈ કહે રાધે વલ્લભ શ્યામ.

કોઇ કહી હાંઢે મને કોઈ કરે ઇર્ષ્યા,
ચડું આંખે હું સહુને નકામ–વલ્લભ શ્યામ.
સહુ કોઇ કહે રાધે વલ્લભ શ્યામ.
વલ્લભ પણુ મને દુર્લભ દુર વસે,
રીસ ચડાવી રે' હું શું ઘનશ્યામ, વલ્લભ શ્યામ.
સહુ કોઈ કહે રાધે વલ્લભ શ્યામ.
કોઇ બોલે એક કોઇ બીજું બોલી,
મને બોલી બોલી દે ડામ, વલ્લભ શ્યામ.
સહુ કોઈ કહે રાધે વલ્લભ શ્યામ.
આમ નિન્હાઉં નિતનિત ઠાલી;
ને મારી પહોંચે ન મનની હામ, વલ્લભ શ્યામ.
સહુ કોઇ કહે રાધે વલ્લભ શ્યામ.

---

## જાવા દેને શ્યામ

( પદ )

શ્યામ–મારગડો મેલી જાવા દે ને શ્યામ.
વાટ વચે ઉભી વાટપાડુ થવું,
  શું એ નંદલાલાનું કામ ?—શ્યામ મારગડો
સાલસ અતિ તુજ માત પિતા જો,
  તારી વાત થાયે બધે ગામ. શ્યામ મારગડો.
લુંટી કરીશ શું તું કે'ને ગુજરીયાં,
  મીર માર જઈ મથુરાં ગામ. શ્યામ મારગડો.
ખોટી રે સંગત ખોટા રવાડા,
  હવે નાનો નથી કંઇ કર કામ. શ્યામ મારગડો.

ઠીક ન લાગે મને કેવું રે તુજને,
પણ કરીયે શું જયાં આવાં કામ. શ્યામ મારગડો.
શ્યામ મારગડો મેલી જાવા દેને શ્યામ.

---

## "જગ સહુ જાણી ગયું"

( ૫૬ )

શું ઉજળે મોઢે ફરે જગ સહુ જાણી ગયું.
બ્હાનાં ખોટાં કાળી નાગને નાથ્યા,
પક્ષપાતી એનાં છીદ્રો દબાવ્યાં કરે–જગ સહુ
શું ઉજળે મોઢે ફરે જગ સહુ જાણી ગયું.
તરછોડી રાધાને ત્યાં સુધી કેવો,
કેવું પલકે મુખથી સુધા ઝરા ઝરે. જગ સહુ
શું ઉજળે મોઢે ફરે જગ સહુ જાણી ગયું રે.
હવે તો શરમે મુખ એ છાપજ મારી,
બોલે શું કે હવે બોલી શું કહે ? જગ સહુ.
શું ઉજળે મોઢે ફરે જગ સહુ જાણી ગયું.
આવ્યો કાળી ફુર લાડીલો નંદ.
કરે શું જો એનું મનનું સરે. જગ સહુ.
શું ઉજળે મોઢે ફરે જગ સહુ જાણી ગયું.

---

## ઉગ્યો ન ચંદ.

( વાઘેશ્વરી. )

હજીયે અલી ઉગ્યો ન ચંદ.
ઉગ્યો ન ચંદ, ઉગ્યો ન ચંદ.

હજીયે અલી ઉગ્યો ન ચંદ.
અહિં તહિં ભટકે શ્યામ શું મારા,
આવો ઘેલોય હશે શું ચંદ? ઉગ્યો ન.
હજીયે આવી ઉગ્યો ન ચંદ
કામખ્યાલ શું તહીં વીસરતા,
એક જગત કયાં આનંદ. ઉગ્યો ન.
હજીયે અહી ઉગ્યો ન ચંદ
ચડી ઉતરી થાકી હું તો અટારી,
કયાંયે કુંજે દીસે નહિ ચંદ. ઉગ્યો ન.
હજીયે અહી ઉગ્યો ન ચંદ.
કહી ગયો ઉગ્યે ચંદ હું ઘર આવીશ,
કાંતો બેયે કર્યો છે આજ સંપ. ઉગ્યો ન.
હજીયે અલી ઉગ્યો ન ચંદ.
રજની સખી જોને ઝુરે છે હે સું,
મુજ મન તો કરે આક્રંદ. ઉગ્યો ન.
હજીયે અલી ઉગ્યો ન ચંદ.

---

## દરસે તરસ છીપાય.

(કલિંગ અથવા ભેરવ.)

વાતે શું એક દરસે તરસ છીપાય.
દરસે તરસ છીપાય–વાતે શું એક.
દરસે તરસ છીપાય ચાલી આવી મળે જો વ્રજરાય. વાતે શું.
કોટિ તારક ગ્રહનભમાં ઉગે,
પણ એક ચંદે ચકોરી રીઝાય. વાતે શું.

હરસે તરસ છીપાય ચાલી આવી મળે જો વૃજરાય. વાતે શું.
અમૃત સરસું કોટિ નદ સર વ્હેતાં,
પણ એક મેઘે બપૈયો મોહાય. વાતે શું.
હરસે તરસ છીપાય ચાલી આવી મળે જો વૃજરાય. વાતે શું.
ગત રસ રંગની એમ વાતે શું ?
જવાળ વિરહ વધે ન સમાય. વાતે શું.
હરશે તરસ છીપાય ચાલી આવી મળે જો વૃજરાય. વાતે શું.
આશ નિરાશ બે બ્હેને વળે ના,
'રાધી' કે'તાં આવે મન તો તોષાય. વાતે શું.
હરસે તરસ છીપાય ચાલી આવી મળે જો વૃજરાય.
વાતે શું એક હરસે તરસ છીપાય.
હરસે તરસ છીપાય ચાલી આવી મળે જો વૃજરાય.
વાતે શું એક હરસે તરસ છીપાય.

---

## શું રીસાવું આલી

(સારંગ)

જે સું ભવ ભવનું ભાંગ્યું એ સું શું રીસાવું રાધી,
એ સું શું રીસાવું રાધી રે. શું રીસાવું રાધી.
જે સું ભવ ભવનું ભાંગ્યું એ સું શું રીસાવું રાધી,
પળ પણ જે વીણ કેમે ન જાયે,
એ સું શું મરડાવું ? રાધી એ સું શું–
જે સું ભવ ભવનું ભાંગ્યું એ સું શું રીસાવું રાધી.
રીસ તજ બોલ હસી ચલ હુંસું,
કે કહે કઇ રીતે મનાવું ? રાધી એ સું શું–

જે સું ભવ ભવનું ભાંગ્યું એ સું શું રીસાવું. રાધી
ક્યારનો બેઠો કુંજ ભવનમાં,
તને તેડયા વીના નહિ જાઉં. રાધી એ સું શું.
જે સું ભવ ભવનું ભાંગ્યું એ સું શું રીસાવુ રાધી.
તું ચતુરાં છો પ્રીત રીત પુરી,
હોય તને શું સમજાવું ?
કે તને શું સમજાવું. એ સું શું રીસાવું.
જે સું ભવ ભવનું ભાંગ્યું એ સું શું રીસાવું રાધી.

---

## અવિરત આંસુ ધાર.

(પદ.)

એને વરસેરે નેન અવિરત આંસુ ધાર.
આંસુ ધાર રે એને વરસેરે નેન અવિરત આંસુ ધાર.
પવન હજી પુંકયો નવ ફુંકયો,
વાદળ દળ શું ધસીયાં ન ધસીયાંરે;
ગાજ વીજે મન નભને ઘેર્યું,
શ્રાવણુ મળીયા ભાદરવા એક ધાર. આંસુ ધાર.
એને વરસે રે નેન અવિરત આંસુ ધાર.
વદને વિવિધ રંગ ઉગી આથમીયા,
તેમ તેમ બીજા આવે ને જાયરે;
કંઇ ગુઢ બોલે ઉર ભેદાણું,
હવે કેમ રાખી રે પળ વાર. આંસુ ધાર.
એને વરસેરે નેન અવિરત આંસુ ધાર.
એરે વદન વ્હાલા જોયું ન જાયે,

મને સાંભર્યે કંઇ થઇ જાયરે;
કંઇક થયું આવી રાખ તું છાની,
રોઇ રોઇ નાંખે હૃદ એક ધાર. આંસુ ધાર.
એને વરસે રે નેન અવિરત આંસુ ધાર.

---

## આવોજી હિંડોળે.

( બીહાગ. )

હવે તો બહુરેન ગઇ આવોજી હિંડોળે.
આવોજી હિંડોળે લાલ–આવોજી હિંડોળે;
હવે તો બહુ રેન ગઇ, આવોજી હિંડોળે.
અર્ધ વીંચી નેન નિંદ શ્રમ ધરથી કહેતો,
બોલાવું સંગીત સુરલોલે–આવોજી હિંડોળે,
હવે તો બહુ રે ન ગઇ આવોજી હિંડોળે.
જે તને અતિ પ્રિય સમણું–ઉડે કુંજ ઘન,
કેતો બોલાવું એ આવે ઝાકમ ઝોળે–આવોજી હિંડોળે
હવે તો બહુ રેન ગઈ આવોજી હિંડોળે.
નામે બેસે નેને ને અંતર ધીરે રે,
જેમ ચંદ કલા ઉર સર હિંડોળે–આવોજી હિંડોળે.
પ્રભુ ઘુઘર ને ઝાંઝર ઝમકારે,
દેતી તાલ ગાઉં હીંચું હિડોળેરે–આવે જી હિંડોળે.
આવોજી હિંડોળે લાલ આવોજી હિંડોળે.
હવે તો બહુ રેન ગઇ આવોજી હિંડોળે.

---

## આવ ભેટ શ્યામ શું.

( સારંગ. )

રાધા આવ ભેટ શ્યામ સું.જેમ સંગીત સું ગીત,
સંગીત સું ગીત ભોળે ચિતડે જેમ પ્રીત.
આવ ભેટ શ્યામ સું-જેમ સંગીત સું ગીત.
જેમ નદી મહાસાગરે, રસિક રસ સાગરે;
તેમ તું નટ નાગરે, મહા મેઘસું તડિત.
આવ ભેટ શ્યામ સું-જેમ સંગીત સું ગીત.
પુરૂષ સું પ્રકૃતિ જેમ માયા સું ઇશ્વર,
મિત સું અપરિમીત, નિત્ય સું અનિત્ય.
આવ ભેટ શ્યામ શું સંગીત સું ગીત
સંગીત સું ગીત ભોળે ચિતડે જેમ પ્રીત.
રાધા આવ ભેટ શ્યામ સું જેમ સંગીત સું ગીત.

---

## છોને તું પ્રિય મુજ કેને.

( પુરવી. )

છોને તું પ્રિય મુજ કેને.
કેને રે છોને તું પ્રિય મુજ કેને.
હાસ્ય ગુલાબ જરી ખીલવ વદને,
પ્રીત તાને શિર હાએ હલવને,
માનીશ એ મુજ જીવ્યું જીવનને. કેને.
છોને તું પ્રિય મુજ કે ને,
હસ હસ નેને શું બેઠી છો જોતી,

અંતર તર વિહરછ શું મ્હોતી ?
ઝર હાયે (હલવે) મુજ અંતર સુરલોક અવતરને–કેને.
છાને તું પ્રિય મુજ કે ને.

---

## પ્હરોડ થયું કયાં
(ભૈરવ કે પુરવ)

પ્હરોઢ થયું કયાં ? શું જાવું જાવું કરે રે,
પ્હરોડ થયું કયાં ? શું જાવું જાવું કરે રે.
જાવું જાવું કરે એટલી શી ઉતાવળ રે,
પ્હરોડ થયું કયાં ? શું જાવું જાવું કરે,
આભ મહિં જો તારા ખહભહતા,
પવન જો નિંદર વશ સ્થિર રે;
મંદ રજની ઘરથી નવ નીસર્યો;
તે પેલાં જાવું શું શ્યામ શરીર રે. પ્હરોડ થયું કયાં.
શું જાવું જાવું કરે રે પ્હરોડ થયું કયાં ?
બારી ઉઘાઠ જરી જો બારે,
વન તિમિર રહ્યું છાઇ ગંભીર રે.
હજી છાપાં સુણુ ચીંચી બોલે,
હજી જાગ્યાં ન યમુના નીરરે. પ્હરોડ થયું કયાં.
શું જાવું જાવું કરે રે પ્હરોડ થયું કયાં ?
આવ્યો છોં તો તારે જાવું સાચું,
ઘડી બે ઘડી ખાને વીસામોરે,
દીવસ ભર તું કયાં ને હું કયાં,
લાગીશ જાણે મળ્યો નથી સામોરે–પ્હરોઢ થયું કયાં.

શું જાવું જાવું કરે રે. પ્હેરોઢ થયું ક્યાં ?
જાવું જાવું કરે એટલી શી ઉતાવળરે,
પ્હેરોઢ થયું ક્યાં ? શું જાવું જાવું કરે.

---

## ઢીલું મુકતો જરી.

( કાનડો. )

જોજે ઢીલું મુકતો જરી.
ઢીલું મુકતો જરી જોજે—
પલકમાં પલટી જાશે બાજી,
    હજી સુધી સવળી ઉતરી. જોજે.
ઢીલું મુકતો જરી. જોજે.
પાછો ન આવશે કેમે હાએ.
    બનતું વળીશ કરી. જોજે.
ઢીલું મુકતો જરી. જોજે-
    હાથ ગયે રહીશ તું પછીથી વીમાસી,
પુરી કરજે દયા જો કરી. જોજે.
ઢીલું મુકતો જરી જોજે,
જોજે ઢીલું મુકતો જરી.

---

## કેમ ઘર આવે ?

( કલ્યાણ. )

અતિશે સુખ વિલાસ છોડી કેમ તુજ ઘર આવે ?
તુજ ઘર આવે રાધા કેમ શ્યામ ઘર આવે ?

અતિશે સુખ વિલાસ છોડી કેમ તુજ ઘર આવે !
તું તો ગોવાલણુ ને એ મહારાજ રાજ,
કેમ બેની પ્રીતિ સંભાવે ! કેમ. ઘર.
અતિશે સુખ વિલાસ છોડી કેમ ઘર આવે ?
હા કેતાં હાજર હજાર જેને પળ થાયે,
એને કેમ તુજ ગુલામી કરવી ફાવે. કેમ ઘર.
અતિશે સુખ વિલાસ છોડી કેમ તુજ ઘર આવે ?
ઠાલી તું કર રાધી ચુંથીને ચીકણું રે,
ઠાલી હાંસી થાય; તું નહિ ફાવે. કેમ ઘર.
તુજ વિનતિ સહુ ઉડે હવામાં જો,
એ હવે નહિ આવે તે નહિં આવે. કેમ ઘર.
અતિશે સુખ વિલાસ છોડી કેમ ઘર આવે ?
તુજ ઘર આવે રાધા કેમ શ્યામ ઘર આવે ?
અતિશે સુખ વિલાસ છોડી કેમ ઘર આવે ?

---

## મીઠી બંસી તારી.

( ભૈરવી )

પ્યારા વ્રજવાસી શામળીયારે મીઠી બંસી તારી.
મીઠી બંસી તારી. રે મીઠી બંસી તારી.
યમુના કીનારે મધુરી શું વાગી રે
માન મુજ ગઇ એ ધુતી ધુતારી રે. મીઠી.
પ્યારા વ્રજવાસી શામળીયા રે. મીઠી બંસી તારી.
એક ટેરે તનમન ધન મ્હોયાં રે

એચી લીધાં વનમાં શું ગીરધારીરે. મીઠી બંસી.
પ્યારા વ્રજવાસી શામળીયારે મીઠી બંસી તારી.
એવી ને એવી તું રોજ બજવજે,
અમે'ગ્યાં છૈયે તું પર બલીહારીરે. મીઠી બંસી તારી.
પ્યારા વ્રજવાસી શામળીયા રે મીઠી બંસો તારી.
અહિં તહિં અહિં તહિં વાજી અંતર અમ ભર સુર
અ'મે થઈ રેશું તુજ ચરણોમાં વારીરે. મીઠી બંસી તારી.
પ્યારા વ્રજવાસી શામળીયારે મીઠી બંસી તારી.

---

## રીસ ચડવા મંડી

(ભૈરવી)

રીસ ચડવા મંડી હવે તો નંદલાલને.
આગળ તો ગાળ વિના ન બોલાવતા,
હસી કાઢતા એ જાણી વ્હાલને–હવે તો નંદલાલને.
રીસ ચડવા મંડી હવે તો નંદલાલને.
કાંઇ કે'વાઇ જાય મોઢું એ ચડાવી બેસે,
એ ઘડીકમાં બગાડે સહુ તાલને–હવે તો નંદલાલને.
રીસ ચડવા મંડી હવે તો નંદલાલને.
મનને મરડું મચડું ઘણુંયે,
કોઇ તાલમાં ભુલું એ મન ખ્યાલને–હવે તો નંદલાલને.
રીસ ચડવા મંડી હવે તો નંદલાલને.
માંડ કરી થાય રૂસણાંના મનામણાં,
જ્યારે લોઇયે માથાના પગે વાળને–હવે તો નંદલાવને.
રીસ ચડવા મંડી હવેતો નંદલાલને.

## રસ રમ છટ જામી છે.

(નટકેદાર.)

ઝટ આવો સુંદર શ્યામ રસ રમ છટ જામી છે.
રસ રમ છટ જામી છે હો રસ છટ જામી છે.
ઝટ આવો સુંદર શ્યામ રસ રમ છટ જામી છે.
ઉભવું પ્રકાશે ન્હોય તો ઉભો અંતર,
 આવી મંડળીયે રાધા ગુમાની છે. ઝટ આવો.
રસ રમ છટ જામી છે; રસ રમ છટ જામી છે. ઝટ આવો.
કેમ કેવા જાણે તમને એ કહે છે,
 મન કંઇ રાખ્યા વીણુ જો કે અતિ માની છે. ઝટ આવો.
રસ રમ છટ જામી છે; રસ રમ છટ જામી છે. ઝટ આવો.
તોયે રૂસણાં લઇ અમથી ફરે છે 'એ',
 જોજે કેવી વીરહ પીડ પામી છે. ઝટ આવો.
રસ રમ છટ જામી છે; રસ રમ છટ જામી છે. ઝટ આવો.
સુંદર પ્રભુ સમો આ છે અનેરો,
 વીનવું દયા દરસ અતિ કામી છે. ઝટ આવો.
રસ રમ છટ જામી છે; રસ રમ છટ જામી છે.
ઝટ આવો સુંદરશ્યામ રસ રમ છટ જામી છે.

---

## 'મુરલી તાને'

(ભીમ પલાસી.)

મુરલી તાને નિંદ હરી.
નિંદ હરી—નિંદ હરી. નિંદ હરી.
મુરલી તાને નિંદ હરી.

વાગશે વાગી કે સુણી હમણાં,
રહું બાર ઉભી કાન ધરી–નિંદ હરી.
મુરલી તાને નિંદ હરી–
હરે ફરે કે આવી ઉભું બારે,
દેતી કાન રહું હું ઠરી.—નિંદ હરી.
મુરલી તાને નિંદ હરી.
નિશ દિનનો કંઈ ખ્યાલ મને નહિ,
બસી સુનન આરત ઉભરી–નિંદ હરી.
મુરલી તાને નિંદ હરી.
લાગ જોઈને થાય મોંઘો એ,
કો મનવી કરાવે ઝડી–નિંદ હરી.
મુરલી તાને નિંદ હરી,
નિંદ હરી મારી– નિંદ હરી–નિંદ હરી.
મુરલી તાને નિંદ હરી.

---

## આ જો હસવે ખસવું કરે.

(ભીમપલાસી.)

આ જો હસવે ખસવું કરે.
આ જો હસવે ખસવું કરે.
નેનબારે મુખબારે અંતર રીસ બારે બરે. આ જો.
ક્યાંયથી એ વેણુ બોલી,
એને મન કંઈક બીજું ઠરે. આ જો.
આ જો હસવે ખસવું કરે.

કેમ કરી સમજાવું હવે એ,
　　હવે વાત ગળે કેમ ઉતરે? 　　આ જો.
આ જો હસવે ખસવું કરે.
શિતળ પ્રકાશ્યો ચંદ;
　　વાંક કોને જો પ્રેમી મરે. 　　આ જો.
આ જો હસવે ખસવું કરે.
ઉપવન વાયે મલય સમિર ઝરે.
　　વાંક કોને જો એણે અગન ઝરે. 　　આ જો.
આ જો હસવે ખસવું કરે.

---

## તું ચરણ પડી હુંને.

( કેદાર. )

તું ચરણ પડી હુંને શું સતાવ?
હુંને શું સતાવ પ્રિય હુંને શું સતાવ?
તું ચરણ પડી હુંને શું સતાવ?
કંઇક તો ઉઘાડ કર કમાંડ અધ ખોલ કર,
કોટિ ભવ થર તિમિર હઠાવ–તું ચરણ–
તું ચરણ પડી હુંને શું સતાવ?
અધમ ઉદ્ધારણ પતિત પાવન તું,
મને છુંદી મન આનંદ શું કરાવ?–તું ચરણ–
તું ચરણ પડી હુંને શું સતાવ?
કોઇ કદિ શરદ આવે, ધ્રુમાં કોદિ પ્રભાત પડે,
તેમ મુખ મલક હાસ્ય તેજે હુંને ભીંજાવ–તું ચરણ,

તું ચરણુ પડી હુંને શું સતાવ ?
પ્રભુ નર્કમાંય કહિયે સ્વર્ગ જાગે,
તેમ મુજ મન અંધારે હરસ તેજ પથરાવ–તું ચરણુ.
તું ચરણુ પડી હુંને શું સતાવ ?
હુંને શું સતાવ લાલ હુંને શું સતાવ !
તું ચરણુ પડી હુંને શું સતાવ ?

---

## પવન પડી ગયો.

( પદ. )

આજ કેમ તુજ મન પવન પડી ગયો.
પવન પડી ગયો રે–આજ કેમ તુજ–
કાંતો વાદળ દળ ઉલટ્યું,
પ્રિય અંતર નભ ઘેર્યો;
કે ક્યાં તુજ નાવ સઢ લડી ગયો. પવન પડી ગયો.
કાંતો ઉગ્યો ગળ્યો,
તિમિરે આનન્દ ચંદ,
કે અહ્યો આથમ્યો ક્ષિતિજે ડુબી ગયો. પવન.
બોલે ન ચાલે લાલ,
મન મઠો કાં તું થયો,
સામું મુજ જો ને હસ્યો–પવન.
આજે કેમ પ્રિય તુજ મન પવન પડી ગયો.
પવન પડી ગયો, પવન પડી ગયો. આજ કેમ પ્રિય તુજ
પવન પડી ગયો.

---

## કેમ વૃંદાવન આવું રે.

(સારંગ.)

કેમ વૃંદાવન આવું રે કે'ને કેમ.
કેમ રે–કેમ વૃદાવન આવું રે કે'ને કેમ.
ઢુંઢું ગોકુળ એકે એક ગલન હું,
યમુના તટ જ્યાં જ્યાં તુજ સંતાવું રે. કે'ને કેમ.
કેમ આવું રે વૃંદાવન કે'ને કેમ.
ઘર ઘર જ્યાં જા તું તું છુપી:જા,
વૃંદાવનમાં ન હોતો ક્યાં જાવું ? કે'ને કેમ.
કેમ આવું રે વૃંદાવન કે'ને કેમ.
છેલ્લું તો એજ છે છેલ્લે આવીશ ત્યાં,
જોવા દે ક્યાંય ગોત્યે ફાવું રે. કે'ને કેમ.
કેમ આવું રે વૃદાવન કે'ને કેમ.
પ્રભુ ઢુંઢીશ વન ગલન ગલન હું,
જો કેમે માને સમજાવી ઘર લાવું. કે'ને કેમ.
કેમ આવું રે વૃદાવન કે'ને કેમ.

---

## એ અલી નાવીયા.

( ગરબી )

ભાદરવો તે અલી આવીયો કે સમ્યા આભમાં મેઘલ પુરરે.
એ અલી નાવીયારે.
વૃદ્ધ રસિકશા ઉભા મેઘ નભે આ,
જેનાં આથમ્યાં કો દેશમાં ઉરરે. એ અલી.
સમણાંના મોજ શા ઉભા ઉભારે ખિન્ન,

ફેંકયાં ઉર નિજ જ્યાં ત્યાં ભરપુર રે. એ અલી.
બોલી ઉઠે પપૈયો પીયુ પીયુ રે,
તેમ પીયુ પીયુ પોકારે મુજ ઉરરે. એ અલી.
નદ સરવર હજી ઘેરાં ઘેરાંરે,
જેમ સંભ્રમે વિભ્રમે મુજ ઉરરે. એ અલી.
પ્રીતમ પ્રીત ગયા વીસરી,
કે સુકયાં અંતર એને પ્રીત પુરરે. એ અલી.
કે'ને કેમ કયાં પડયા ઉતરી રે,
કે ખુટયા બંસી બજાવન સુરરે. એ અલી.
કેમ ન આવ્યા મનમાનતા.
કે થયા કો બીજી સું પ્રેમે ચકચુર રે. એ અલી.

---

## ઘેલો ઘેલો થયો સાવ હવે.

(ભૈરવી.)

ઘેલો ઘેલો થયો સાવ હવે લાલ મનોહર.
લાલ મનોહરસુલાલ મનોહર-લાલ મનોહર.
ઘેલો ઘેલો થયો સાવ હવે લાલ મનોહર.
નિત નિત મધુર મધુર હાસ્ય મધુ રેલે,
એ રે મને ગાંડી ઘેલી કરી મેલે રે. લાલ મનોહર.
ઘેલો ઘેલો થયો સાવ હવે લાલ મનોહર.
બોલે ન ચાલે મુખ એ મરકાવ્યા કરે,
એરે એણે અંતર સર મારૂં ઉભરે રે. લાલ મનોહર.
ઘેલો ઘેલો થયો સાવ હવે લાલ મનોહર.
કે દી ઉગશે દીન એ નવ જાણું,

(જ્યારે) જોતા એના ભાવે ભાવ પીછાણું રે. લાલ મનોહર.
ઘેલો ઘેલો થયો સાવ હવે લાલ મનોહર.

---

## ચરણની ધૂલી લાલ

( વાઘેશ્વરી. )

હું તો તમ ચરણની ધૂલી લાલ હું સું રીસ મ કીજે.
રીસ મ કીજે લાલ–હું સું રીસ મ કીજે. હું તો.
મુજ જીવન તમ રહેમ નજર પર,
એનો ન કંઇ તને ખ્યાલ–લાલ હું સું રીસ મ કીજે–હું તો.
ખાન પાન મને કંઇયે ન ભાવે,
જોતાં તુજ મુખડું રીસાળ–લાલ હું સું રીસ મ કીજે–હું તો.
ચરણ શરણ તમ આવી તરછોડ ન,
એટલો તું થાને કૃપાલ–લાલ હું સું રીસ મ કીજે–હું તો.
હું તો તમ ચરણની ધૂલી લાલ હું સું રીસ મ કીજે.

---

## અળતે રંગી તુજ પાહોલીયા.

( સારંગ. )

અળતે રંગી તુજ પાહોલીયા,
રાધે, ચાલી શું મળવા નાહોલીયા ?
અળતે રંગી તુજ પાહોલીયા.
ઝાંઝર ઝણુ તેં કાઢી નાંખી,
નૂપુર ઘુઘર ન શકી સાંખી. શું મળવા.
અમને રંગી તુજ પાહોલીયા,
રાધે ચાલી શું મળવા નાહોલીયા ?

અંતર રંગી ઉભર રસ રાતી,
સંધ્યામાંહિ તું જાતી લપાતી. શું મળવા.
અળતે રંગી તુજ પાહોલીયા–
રાધે ચાલી શું મળવા નાહોલીયા ?
વાદળીયો ઝરમર વરસે,
ચુંદડી રંગ કાચો શું તુજ ઝરસે ? શું મળવા.
અળતે રંગી તુજ પાહોલીયા,
રાધે ચાલી શું મળવા નાહોલીયા ?
જેમ નદી જાયે સાગર વરવા,
તેમ ચાલી રાધે શું મોહન મન હરવા,
કે તુજ કરવા. શું મળવા.
અળતે રંગી તુજ પાહોલીયા
રાધે ચાલી શું મળવા નાહોલીયા ?

---

## ઓ મદ નેન માનિની.

(બાહાગ.)

કોણે આંજયો મદ નેન માનિની,
શું એટલી રે'તી તું અલસભર,
કેમ કરતાં આવ્યું આ ઘેન–ઓ મદ નેન માનિની.
કોણે આંજયોં મદ નેન માનિની.
ભાન સાન સર્વે તું હારી,
તોય કેમ કયાંય પડે નહિ ચેન.–ઓ મદ નેન માનિની.
કોણે આંજયોં મદ નેન માનિની.
આગળ શ્યામ નામ બોલ્યે ઝબક લઇ ચોંકતી,

આજ કેમ જાગે નહિ સુણ્યેય વેણુ—ઓ મદ નેન માનિની.
કોણે આંજ્યો હો મદ નેન માનિની.
મદ નેન માનિની—મદ નેન માનિની.
કોણે આંજ્યો એ કહે મદ નેન માનિની.

---

## સુરત રત એ.

(સારંગ.)

સુરત રત એ મુજ નિશદિનની રહી—સુરત રત એ-
નિશદિનની રહી એ નિશદિનની રહી.
સુરત રત એ મુજ નિશદિનની રહી.
કોકિલ વસંત મળે, મેઘ બપૈયા ભળે,
ચકોરીએ ચંદ ચળે, મારી ન મનહર કળે—સુરત રત એ.-
સુરત રત એ મુજ નિશદિનની રહી.
ઋતુ ઋતુએ ભેટે રવિ, ખુર્બા (ય) ભેટે નભે નવનવી,
કવિતા ભેટે હૃદ કવિ, બેસું શું હું અમથી લવી.—સુરત રત એ.—
સુરત રત એ મુજ નિશદિનની રહી.
મુજ રત શું નહિ આવે, ઉર એને આરત નહિ આવે ?
આવશે ન શું મુજ દાવ એ, એ શું કૃપા નહિ લાવે?—સુરત રત એ.—
સુરત રત એ મુજ નિશદીનની રહી—
મુજ નિશદિનની રહી—નિશદિનની રહી.
સુરત રત એ મુજ નિશદિનની રહી.

---

## મારી સઘળી રેન.

( ભૈરવી. )

મારી સઘળી રેન નણદીએ હેરી રે.
નણદીએ હેરી રે, નણદીએ હેરી રે.
મારી સઘળી રેન નણદીએ હેરી રે.
ઘુંઘટ પટ કેમ ખોલું પછી કે,
સાન કરી સમજાવું પીયુ ઘેલો ન સમજે રી રે.નણદીએ હેરી રે.
મારી સઘળી રેન નણદીએ હેરીરે.
ઘેલો પીયુ મને લળી લળી વીનવેરે,
મન થાય ખોલું પણ શરમ દબાવે રી રે. નણદીએ હેરી રે.
માંઠ કરી રજની આવી એમ ગઇ,
હું તો જોતી બેઠી પ્રેમ શરમ કો જીતે રી રે. નણદીએ હેરી રે,
મારી સઘળી રેન નણદીએ હેરી રે,
નણદીએ હેરી રે, નણદીએ હેરી રે,
મારી સઘળી રેન નણદીએ હેરી રે.

---

## મારી સઘળી રેન એક પલકે વીતાવી.

( કલ્યાણ )

મારી સઘળી રેન એક પલકે વીતાવી,
એક પલકે વીતાવી, એક પલકે વીતાવી.
મારી સઘળી રેન એક પલકે વીતાવી.
સુંદર વર મુજ મન્દિર આવ્યા,
એક નયન સું નયન મીલાવી. એક પલકે.

મારી સઘળી રેન એક પલકે વીતાવી,
અંતર શું અંતર બે આલિંગ્યાં,
એટલામાં ભાન સાન હદ વટાવી. એક પલકે.
મારી સઘળી રેન એક પલકે વીતાવી,
પછી શું થયું તે પુછ સખી શું ?
રેનની ઉપડી પળ પ્રભાત આવી. એક પલકે.
મારી સઘળી રેન એક પલકે વીતાવી.
પલકે વીતાવી રે, એક પલકે વીતાવી,
મારી સઘળી રેન એક પલકે વીતાવી.

---

## નેણલાં સલુણાંનાં રતિ રસ ઘોલાં રે.

( કાલિંગડો )

નેણુલાં સલુણાંનાં રતિરસ ઘોલાં રે.
રતિરસ ઘોલાં આલી જોને લાલ ઘોલાં રે હો,
નેણુલાં સલુણાંનાં રતિરસ ઘોલાં રે.
કુંજ ભવનમાં બેઠો તે બેઠો રે,
મદે ગોકુલ ઝુલવતો ખાતો ઝોલાં હો;
નેણુલાં સલુણાનાં રતિરસ ઘોલાં રે. નેણુલાં.
કોઇક અબુઝ એને જોવે કે મોહી પડેરે,
કેંતી અહાહા કેવાં ભોળાં રે હો;
નેણુલાં સલુણાંનાં રતિરસ ઘોલાં રે.
રતિરસ ઘોલાં આલી જોને લાલ ઘોલાં રે. નેણુલાં
નયન મળે કે એ ખંજર વરસે રે,
તોય કે'વાય બીચારાં અબોલાં રે હો;

નેણુલાં સલુણુાંનાં રતિરસ ઘોલાં રે.
રતિરસ ઘોલાં આલી જોને લાલ ઘોલાં રે. નેણુલાં.
જ્યારથી જોયાં કે તનમન હારી રે,
પ્રેમ સાગરનાં રત્ન બે અમોલાં રે;
પ્રેમ રાજ્યનાં સુર ચંદ્ર બે અમોલા–નેણુલાં રે હો,
નેણુલાં સલુણુાંનાં રતિરસ ઘોલાં રે.
રતિરસ ઘોલાં આલી જોને લાલ ઘોલાં રે,
નેણુલાં સલુણુાંનાં રતિરસ ઘોલાં રે.

---

## મધરાત વીતી કે પછી શું રાત.

( બીહાગ. )

મધરાત વીતી કે પછી શું રાત
પછી શું રાત કહોજી પછી શું રાત,
મધરાત વીતી કે પછી શું રાત.
ઘડી બે ઘડી બેઠાં કે ન બેઠાં,
આવી ઉભી હોયજ પ્રભાત. કે પછી શું રાત.
મધરાત વીતી કે પછી શું રાત.
બોલ્યાં ન બોલ્યાં ઉર ખોલ્યાં ન ખોલ્યાં,
રાત કે' કે જાઉં ત્યાં વાત કે આથમે રાહુ. પછી શું રાત.
મધરાત વીતી કે પછી શું રાત.
રાતમાં હજાર હોય બુટ્ટા ઉઠાવવા,
તું મોડો આવત્યાં પડે કેમ એકે ભાત. કે પછી શું રાત.
મધરાત વીતી કે પછી શું રાત.

એને બેને પ્રીત હતી ઝુરી ઝુરી મર્યાં,
એને પછી શું જો જગે રે એ ખ્યાત. કે પછી શું રાત.
મધરાત વીતી કે પછી શું રાત.
પછી શું રાત કહોજી પછી શું રાત.
મધરાત વીતી કે પછી શું રાત.

---

## લાગે નિશદિન

( ભીમપલાસી. )

લાગે નિશદિન તવ રતિ અતિ મન.
અતિ મન રતિ મન. લાગે નિશદિન.
એ ઇચ્છું કે મુજ અદ્ભુત મન,
સ્વર્ગ જાગે તમ રાગે ધન. લાગે નિશદિન.
તમ રાગે લય ક્યારે થાઉં,
કરૂં કેહિ અરપણ તનમન. લાગે નિશદિન.
પ્રભુ સુન્દર કર મન મુજ મન્દિર,
રહો નિશદિન મુજ મન મોહન. લાગે નિશદિન.
લાગે નિશદિન તવ રતિ અતિ મન,
અતિ મન રતિ મન. લાગે નિશદિન.

---

## સામું જોઈ જરીક હસ કે.

( ભૈરવી. )

સામું જોઇ જરીક હસ કે—માનીશ હું ગયો સુદિન.
માનીશ હું ગયો સુદિન, માનીશ હું ગયો સુદિન;

સામું જોઇ જરીક હસ કે–માનીશ હું ગયો સુદિન.
દિન રૈન દુઃખ શોક પળમાં ભુલી જઈશ,
થાતાં તુજ હાસ્યે વિલીન લીન.
માનીશ હું ગયો સુદિન.
સામું જોઇ જરીક હસ કે–માનીશ હું ગયો સુદિન.
હાસ્યને ઝુલે તારે ઝુલીને ઝુલાવીશ,
થઇશ કરંતાં તુજને તલ્લીન લીન હો.
માનીશ હું ગયો સુદિન.
સામું જોઇ જરીક હસ કે–માનીશ હું ગયો સુદિન.
રાધા ન માન તો તુજને બંસી સમ,
જળમીન મુરલીન તેમ તું સું હું અધીન દીન.
માનીશ હું ગયો સુદિન.
સામું જોઇ જરીક હસ કે–માનીશ હું ગયો સુદિન.

---

## લાગી તે રહી ગઈ રસ ચટકી.

( સારંગ. )

લાગી તે રહી ગઇ રસ ચટકી,
રહી ગઇ રસ ચટકી.
લાગી તે રહી ગઇ રસ ચટકી.
પુરવ જનમની પ્રીત તું વીસરી,
સ્હેજે ગયો છટકી. લાગી.
લાગી રહી ગઇ રસ ચટકી.
મ્હો મેળેય ઓળખ ન પડી કંઇ,
પાડી સખી માં પટકી. લાગી.

લાગી તે રહી ગઇ રસ ચટકી.
ગોરસ પાયાં એ પ્રેમથી પીધાં,
(હવે) ગયો વીસરી ગોરસ મટકી. લાગી.
લાગી તે રહી ગઇ રસ ચટકી.
તેં છોડી છોડું કેમ તુજને,
રહી એક સુરત રતે લટકો.
રહું તુજ પાયે ચિર અટકી,
લાગી તે રહી ગઇ રસ ચટકી.

---

## અંતરની કંઇ કંઇ કરીયે.

( ગરબી. )

કંઇ દિનભરમાં આવતો હો અંતરની કંઈ કંઇ કરીયે,
કોઇવાર હોય કો ન, સમય એ ગોતી;
સામસામે બેસીયે ઓસરીયે. અંતરની૦
કંઇ દિનભરમાં આવતો હો–અંતરની કંઇ કંઈ કરીયે.
દિન રેનની જીવલેણ ઉપાધિ,
આવતો ઘડીક વીસરીયે. અંતરની૦
કંઇ દિનભરમાં આવતો હો–અંતરની કંઈ કંઈ કરીયે.
એક બીજા જોતાં જગને વીસરીયે,
એકબીજાં ઠારીને ઠરીયે. અંતરની૦
કંઇ દિનભરમાં આવતો હો–અંતરની કંઇ કંઇ કરીયે.
આરત છે એને વધુ રે લધાવી,

એક બીજામાં હેતે ઉભરીયે.
પાછાં મળીયેં ન ફરીયે. અંતરની૦
કંઇ દિનભરમાં આવતો હો—અંતરની કંઇ કંઇ કરીયે

---

## ' સાંજ સમીપે. '

( બીહાગ. )

સાંજ સમીપે હુંને તું કેટલે દુર ?
હુંને તું કેટલે દુર—હુંને તું કેટલે દુર—
વચ્ચે સુતા દરીયા અપરંપાર વિરહ અણુઉતારરે.
સાંજ સમીપે હુંને તું કેટલે દુર ?
ઉંચે જોતાં ચોખલ્લડે આકાશ ઉડે પંખી ટોળાં જાતાં ઘેરરે,
ગાતાં પ્રિય જન મિલન આનંદે ધીમે વહતી સમિરમન્દ લ્હેરરે.
સાંભર તું સરર સમય મુજ ઉર—હા કેટલે દુર—સાંજ૦
દિવસે દેશ વિદેશ ફરે તોય સાંજ પડયે ઘેર આવેરે,
તું તો એમાનું કંઇ નવ સમજે હુંથી ન રેવાય દિલ દુખાવે.
પીડે વિરહ અતિ મને ક્રુર. હા કેટલે સાંજ.
પ્રભુજી કયારે મલીયે ભેળાં એ વોદિ કેદિ આવેરે,
ગત વાતો ને પાડી વીસારે પાછાં ભેટીયે નવનવ ભાવે.
પાછો કદીય ન જા તું દુર. જરીયે દુર.
સાંજ સમીપે હુંને તું કેટલે દુર ?
વચ્ચે સુતા દરીયા અપરંપાર વિરહ અણુઉતારરે.
સાંજ સમીપે હુંને તું કેટલે દુર ?

---

# સાંભર તું તોયે શું.

( બીહાગ. )

સાંજ પડયે સાંભર તું તોય શું ?
સાંભર તું તોયે શું. રે સાંભર તું તોયે શું ?
ચતુર અલિ ગુંજે કયાંયનો કયાંએ અહિંતહિં ઘુમત દિન સારોરે
સાંજની છાય જોઇ ઢળી નભમાં ભેટે આવી કમલીને
પ્યારો રે.—સાંજ પડયે૦

ચકવા ચકવી શું સામસામે બેસી રોઈ રોઇ કાઢીયે રેનરે,
પળપળ કરતાં ખળખળ કરતાં ચાલ્યાં જાય જીવનનાં વ્હેનરે.
સાંજ પડયે૦

પંખી પણ અહિં તહિં દિને ઉડે સાંજે જાયે જ્યાં પ્રિય જનરે,
હું અહિં તું ત્યાં મોહનવરજી તેનું તારે ન કાંઇ મનરે.
સાંજ પડયે૦

પાંખ નહિ આ તન પણ મનને,જે ઉડે રે તન અહિં ખોખું રે,
ભાન કે સાન કંઇ નહિ રે'ને આંસુ અવિરત શાર રોકું રે.
સાંજ પડયે૦

આનંદ સુખ મનથી શાં ઉપડે કાંકે એતો હવાઇરે,
તનમન સંગમ વીણ સહુ વ્હાલા જાયે ચારણી જળ ઢોળાઇ.
સાંજ પડયે૦

મારૂં સંભારવું તુજને ન કોઇ માનું જોકે નકામું રે,
પણ ઘેલી હું ને તું ડાહ્યો બીજું શું કહી વિરામું રે—સાંજ પડયે૦

---

## આ શું તુજ ઢંગ.

( કાનડો. )

આ શું તુજ ઢંગ માધવ,
મિલન ચહું અતિ વિરહે મરૂં ત્યારે;
નવ દે કરવા સંગ. આ શું તુજ ઢંગ.
મોહન તારે બારે રે ઉભો હું,
ગમગીનમાં,—તું પુર ઉમંગ. આ શું શુંજ ઢંગ.
લોક કહે રાધા શ્યામ બે રૂપ એક,
કેમ હઈએ એક જ્યાં બે રંગ. આ શું તુંજ ઢંગ.
પ્રભુ વિનવું ત્યારે રીસા, તું,
શું આવો હેશે પ્રીત રંગ. આ શું તુજ ઢંગ.
આ શું તુજ ઢંગ માધવ,
માધવ આ શું તુજ ઢંગ. !

---

## આ શું.

( પદ. )

આ શું તુજ ઢંગ માધવ.
મુજ હીતમાં રાજી નવ શું છો !
આવો ચડાવો કાં રંગ. આ શું.
માધવ આ શું તુજ ઢંગ.
મુજ રાજીયે નવ શું રાજી ?
તો બતાવો ખોટો શું આ સંગ. આ શું.

માધવ આ શું તુજ ઢંગ.
હાસ સ્વીકારી જાવું ફરી છેડે,
મા કરો મુજ હૃદ ભંગ. આ શું.
માધવ આ શું તુજ ઢંગ.

---

## એ વિરહે તવ લીન.

( સોરઠ. )

એ વિરહે તવ દીન લીન.
દીન લીન મોહન એ લીન.
એ વિરહે તવ દીન લીન
જે નેન મદ માન ઝલકતાં તે ખાલી તેજ વીહોણાં રે,
જાણે જળ વીણ તડફત મીન રે. એ વિરહે તવ.
એ વિરહે તવ દીન લીન.
સુરત બીરાજતી જે નિત નિત મુખ ક્યાંયે તે ગઇ ઉડીરે,
આજ તમ વીણ દીન અધીન. એ વિરહે તવ.
એ વિરહે તવ દીન લીન.
માન ગુમાન જેને ત્રિભુવનમાં ન્યારાં ગોકુળ ચકિત થઇ રે તુંસુ,
રોવે વિરહે ભરી નેન અફીન. એ વિરહે તવ.
એ વિરહે તવ દીન લીન.
પ્રભુજી કૃપાળુ કૃપા ક્યાં ગઇ તમ થાઓ આવા શું મોહનરે,
કાલના હાથ સું ગુન કરો ભિન્ન. એ વિરહે તવ.
એ વિરહે તવ દીન લીન.
દીન લીન એ વિરહે તવ દીન લીન.

## આજના ઉજાગરા.

( ગરબી. )

આજના ઉજાગરા શામળાને ભારે પડયારે,
ભારે પડયારે ભારે પડયારે આજના–
માત યશોદા ઉઠાડે ન જાગે જાગે તોય સુવે નેન લાલચોળ રે,
દિવસ થયો તોય રેન આથમી ના,નભે ઉતારી તિમિરની ખોળરે.
આજના ઉજાગરા શામળાને ભારે પડયારે.
આખર ઉઠયા વન ધેન ચરાવન, તોય આનન્દે નવ મનરે
જ્યાં ત્યાં ઝોલે ઝુકે ઝોકે ભર્યો, નિંદભારે અતિ મોહનરે.
આજના ઉજાગરા શામળાને ભારે પડયારે.
પોઢો પોઢો કહી થાકી તોયે, પાડી વાતેને વાતે પ્રભાતરે,
પૂછે સખા કેમ આજ તને મોહન, તોયકે નત્ર કોનેએ વાત
આજના ઉજાગરા શામળાને ભારે પડયારે,
ભારે પડયારે ભારે પડયારે. આજના.

---

## મેલી દે મરડાવું.

( કાનડો. )

તું મેલી દે મરડાવું પ્યારી.
દે મરડાવું રે મરડાવું–તું મેલી દે
મોહન બોલે પણ નવ મનથી
માન તું એવું ધારી રે–તું મેલી દે.

તું મેલી દે મરડાવું પ્યારી
મોઢે કડવો પણ મન મીઠો,
 તું માન ખરે ગીરધારી રે—તું મેલી દે.
તું મેલી દે મરડાવું પ્યારી.
મોઢે ચડાવ્યો એ છે યશોદાનો,
ઉંધુ લઇ ન રીસા થઈ ખારીરે—તું મેલી દે.
તું મેલી દે મરડાવું પ્યારી.
પ્રભુ તારો ને તું એની,
તને દે નવ કદી એ વીસારી રે—તું મેલી દે.
તું મેલી દે મરડાવું પ્યારી.
મરઠાવું પ્યારો રે. મરડાવું પ્યારી—
તું મેલી દે મરઠાવું પ્યારી.

---

## તારૂં કારણ.

(બીહાગ.)

તારૂં કારણુ બહુ લાલજીને હો રાધી.
લાલજીને હો રાધી—તારૂં કારણુ ઘણું.
તારે નામે મોઢાં એનાં મોટાં,
 શું તુંમાં જડીબુટ્ટી લાધી ? તારૂં.
પળ પળ વાત કંઇ કંઇ તારી,
 રહ્યો નિશદિન તુજને આરાધી. તારૂં.
એવું કામણુ શું કરીયું મોહનને,

કેસે સબળ ઉપાસના સાધી, તારે.

એજ વિચાર મુજ મનડે નિરંતર

રામ કેમે ચડે નવ હો રાધી. તારે.

તુમી ગોવાલણુ ગોકુલ ઝાઝી

પણુ શું તુંમાં જો કે રાધી—

તારે કારણુ બહુ લાલજીને હો રાધી

---

## શી તારી બંસી લ્હેકે રે.

( મીરાંને પુરવ જનમની પ્રીતરે. ) એ રાગ,

વ્હાલા શી તારી બંસી લ્હેક રે,

મારે હૃદયે વસી.

હૃદયે વસી રે મારે હૈડે વસી. વ્હાલા શી.

ગીત ગાયે તે મને મન અતિ ગમતું રે,

પણુ કારી એની એક ટેક રે.

મારે મનડે વસા. વ્હાલા શી.

અણુપ્રીછયાં કામણુ મીઠાં એમાં ઉછળે છેલેરે

એમાં ઉંડી પ્રીત ફુલ ફુવારાની બ્હેક રે.

એમાં હું તો એમ ફસી. વ્હાલા શી.

સાગર મોજા શા મોજઆ આવતા એક પછી એક

આવે લ્હેરે અંતર મ્હેકે શી મ્હકરે,

પ્રીત એમ મનડે ઠસી. વ્હાલા શી.

વ્હાલા શી તારી બંસી લ્હેકરે,

મારે હૃદયે વસી.

હૃદયે વસી રે મારે હૈડે વસી

વ્હાલા શી તારી બંસી લ્હેક રે,

મારે હૃદયે વસી.

---

## ઘડી બે ઘડીયે.

( ગરબી. )

ઘડી બે ઘડીયે માથું નાંખી દઇ,

ગાઉં ધીમું ધીમું કાંઇ ગીતરે—ઘડી બે ઘડીયે.

અધપડીયાળી મારી આંખલડી રસભીની ને દીન લીનરે,

જાણે ગાઉં એક બે લીંટી એની સંભળાઉં મોહન સું થઈ લીનરે.

ઘડી બે ઘડી.

ઘડી બે ઘડીયે માથું નાંખી દઇ ગાઉં ધીમું ધીમું કાંઇ ગીતરે.

કુંજગલન યમુના તટ બેઠાં જાણે, પંખીયો છે ગ્રીષ્મ બપોરરે,

નિંદર ભરાણી છે નેને પીયાને ખોળે માથું લઈ પેઢાડું કિશોરરે.

ઘડી બે ઘડી.

ઘડી બે ઘડીયે માથું નાંખી દઇ ગાઉં ધીમું ધીમું કાંઇ ગીતરે—
મૃગજળ સું એ સ્વપનું ઉડે જેમ જેમ વાધું એને ઉરરે,
માયા લાય અસુરની મુજને જાણે વીટંતી એને પુરરે—
ઘડી બે ઘડીયે માથું નાંખી દઇ ગાઉં ધીમું ધીમું કાંઇ ગીતરે—
ક્યાં એ માધવ ક્યાં યમુના તટ, ક્યાં એ કુંજગલન રે,
ક્યાં ગોકુલ ને ક્યાં એ મથુરાંએ પળમાં ક્યાં ઉડે વૃંદાવનરે,
ઘડી બે ઘડીયે માથું નાંખી દઇ ગાઉં ધીમું ધીમું કાંઇ ગીતરે.
આવાં સ્વપન દિનરેનનાં, જેનો ગાતાં ન આવે પારરે,
કંઇ કંઇ ભૂત એમાં મોહી પડે બસ ગયો એ નંદ કુમારરે,
ઘડી બે ઘડીયે માથું નાંખી દઇ ગાઉં ધીમું ધીમું કાંઇ ગીતરે.

---

## જગાડી મુજને રે.

( ગરબી. )

વાટ જુવે તું કોની રાધી કહી શું જગાડી મુજને રે!
કહી શું જગાડી લલિતા મુજને કહી શું જગાડી મુજરે—વાટ જુવે.
યમુનાં તટ પાણીડાં ગઇતી ગઇ ઉભી છાય કદમ્બરે,
ઉભી બપોર થયો ગઇ સહુ સજની રહ્યું કો નવ ચોગરદમરે—
વાટ જુવે તું કોની રાધી કહી શું જગાડી મુજને રે !
તરૂવર છાય સહુ બદલાણી થયું સઘળે સુન શુનકારરે,
લક્કડખોદ કયાંક તરૂપર બેસી કરે ટકટક એક ઉચ્ચારરે,

વાટ જુવે તું કોની રાધી કહી શું જગાડી મુજને રે ?
ચકલી ક્યાંક કરે રહી ચકચક પડ્યું ઉંઘે કુંજભુવન રે,
દુર દુર ક્યાં ને ક્યાંય ચરંતાં દેખાયે ગોધન રે
વાટ જુવે તું કોની રાધી કહી શું જગાડી મુજને રે ?
મુજને જગાડી હિન સ્વપ્નાંથી જ્યાં જાણું શ્યામ ગયા દઈ કોલરે,
આવશે તે જોઉં વાટલડી એની ત્યાં કે ચાલ કરશે કો તુજ તોલરે.
વાટ જુવે તું કોની રાધી કહી શુ જગાઠી મુજને રે ?
કહી શું જગાડી લલિતા મુજને કહી શું જગાડી મુજનેરે?
વાટ જુવે તું કોની રાધી કહી શું જગાડી મુજને રે ?

---

## ગલન ન આવજે કાન.

( ૫૬. )

તું મારી ગલન ન આવજે કાન—તું
ગલન ન આવજે કાન–તું મારી—
નજર લગી કો સમાની રાધીને,
કાંતો તારાં હશે એ કામ. તું મારી.
તું મારી ગલન ન આવજે કાન.
શું થઇ ગયું એને કાંઈ ન જાણું,
લે ન ખાન પાન ને હેરાન. તું મારી.

તું મારી ગલન ન આવજે કાન.
કામણગારો ન જાણતી તુજને,
હવે આજ વળી ગઇ સાન. તું મારી—
તું મારી ગલન ન આવજે કાન.
થાકી ભુવા ભરાડા કરી કરી,
હું તો હારી બેઠી સહુ હામ. તું મારી—
ગલન ન આવજે કાન તું મારી—
તું મારી ગલન ન આવજે કાન.

---

## 'નિદરડી.'

(કાનડો.)

નિંદરડી વેરણ મારી—નિંદરડી.
માંડ કરી મળીએ અધરાતે,
ત્યાં તો નેન ભરે મારો ભારીરે. નિંદરડી—
જ્યહાં પડયાં કે જાયે ઉડી,
મને મોહન ન મળવા દેનારી. નિંદરડી.
એ કંઇ પાપ પુરવ કેરાં મુજ,
ન તો કાં જીવલે હત્યાદી મજે પ્યારી રે. નિંદરડી.

શોખ બીજી ભલે પણ આ મોટી,
મને ઘેને એને ઘેરનારો. નિંદરડી.
જાગું હું સઘળી રેન મિલન સું,
પણ આવ્યે પ્રિય નેનાં ભરનારી.

---

## કાં તો આવ્યો હશે સુંદર.

( બીહાગ. )

કાં તો ઘર આવ્યો હશે સુંદર.
આવ્યો હશે સુંદર, આવ્યો હશે સુંદર.
કાં તો ઘર આવ્યો હશે સુંદર.
ચાલ ઝટ જાઉં આલી, રોકી રાખ નહિ ઝાલી,
કાલી વાટ જોતો હશે, વનમાલી ઉભો ઉંબર. કાં તો.
કાં તો ઘર આવ્યો હશે સુંદર.
ન તો કાં ઉર હર્ષ થાય, આનંદ ઉરે છવાય,
કેમે ઉભુ ના રેંવાય કાંઇ કાંઇ થઇ જાય મુજઅંતર. કાં તો.
કાંતો ઘર આવ્યો હશે સુંદર.
મેઘલી અંધારી રાત ચાલી આવ્યો મુજ માટ,
પાછો જાય એ કેવી વાત, કાલ હવે બીજી વાત
આવે નિંદર. કા તો.
કાંતો ઘર ચાલ્યો હશે સુંદર
આવ્યો હશે સુંદર આવ્યો હશે સુંદર
કાંતો ઘર આવ્યો હશે સુંદર.

---

## હું તને પુછું પીયા.

( કાનડો વાધેશ્વરી. )

હું તને પુછું પીયા શું ન દેખાડીશ દિદાર.
દેખાડીશ દિદાર—દેખાડીશ દિદાર.
હું તને પુછું પીયા શું ન દેખાડીશ દિદાર.
યમુના કિનારે તો અંતર કાં છેદ દીધો,
કાં પ્રીતની મારી કટાર—દેખાડીશ દિદાર
હું તને પુછું પીયા શું ન દેખાડીશ દિદાર.
અરજ કરૂં કર જોડી વિધવિધ,
હવે આવે દયા ન લગાર—દેખાડીશ દિદાર.
હું તને પુછું પીયા શું ન દેખાડીશ દિદાર.
સુરત મુરતની કાંતે ચખાડી ?
કરીયો ચખાડી કાં પ્યાર—દેખાડીશ દિદાર.
હું તને પુછું પીયા શું ન દેખાડીશ દિદાર.

---

## આજ લગી મને.

( સોહિણી )

આજ લગી મને પીયાની આરતીયાં.
પીયાની આરતીયાં પ્રભુની આરતીયાં—
આજ લગી મને પીયાની આરતીયાં.
મેઘ વીના જેમ ઝુરે આ વર્ષાં,
એ સું કા ન કહું આવી ગતીયાં ? પીયાની.

આજ લગી મને પીયાની આરતીયાં.
નેન ઘુમે ઘેરી પીયાની સુરતીયાં.
(પણ) કેમ કરી વરણું પીયાજીની રતીયાં. પીયાની.
આજ લગી મને પીયાની આરતીયાં
કો જાણે એ જાણે કોકિલ યા બપૈયા,
કેવી પ્રીય મેઘ વસંત વીણુ બતીયાં. પીયાની.
આજ લગી મને પીયાની આરતીયાં.
કેમ કેવી કહું કે'ને કે, સખીયાં,
સહ્યું જાય હવે નવ હુંથી સજનીયાં. પીયાની.
આજ લગી મને પીયાની આરતીયાં.
પીયાની આરતીયાં, પ્રભુની આરતીયાં.
આજ લગી મને પીયાની આરતીયાં.

---

## એ એક તાને માન.

(ચંચલ મન–રાગ)

એ એક તાને માન હલમલી 'ગ્યુંરે.
હલમલી ગ્યુંરે મુજ હલમલી 'ગ્યુંરે. એ એક તાને.
મેઘલી રાત જામી પડખે પાડોસણ ઘર,
જોઇએ તેમ હીંચે નિજ પુર પીયું સું ગુમાને—એ એક તાને.

એ એક તાને માન હલમલી 'ગ્યું રે,
વાગી રે સારંગી રહી છલક છલકી રહી,
ડોલે રહ્યાં એને તાને ગુંજતાં છાને માનેરે. એ એક તાને.
એ એક તાને માન હલમલી 'ગ્યું રે.
પવને વાછંટ છંટ આમ તેમ ઉડેરે
એસું સગીત ધૂન શું જામે હો જામે રે. એ એક તાને.
એ એક તાને માન હલમલી 'ગ્યું રે.
પ્રભુ હોય હાંવાં આહિં કેવો લઇ ભેટું રે,
ઝુલું હું રૂસણાણું એક ડોલ ગુલતાને. એ એક તાને.
એ એક તાને માન હલમલી 'ગ્યું રે.
હલમલી ગ્યું રે મુજ હલમલી 'ગ્યું રે.
એ એક તાને માન હલમલી 'ગ્યુ રે.

---

## પીયા ઘર અતિ દુર.

(હિંડોળ.)

સખીરી પીયા ઘર અતિ દુર.
પીયા ઘર અતિ દુર રે—સખીરી.
નીકળૂં નીકળૂં કરતાં કરતાં,
આટલું બધું:થ્યું અસુર—સખીરી.
પીયા ઘર અતિ દુર રે—સખીરી.
વરસ્યો મેહુલીયો આ દિવસ ભર,

હવે આવી છે યમુના પુર—સખીરી.
પીયા ઘર અતિ દુર રે—સખીરી.
પુરી અધુરામાં આરત ઉલટી,
મિલન મોહનમુ જ ઉર—સખીરી.
શું કરવું સખી મુજને નસુજે,
(યમુને) નાંખુ આરત કે ઉતરે પુર—સખીરી.
પીયા ઘર અતિ દુર—
સખીરી પીયા ઘર અતિ દુર—

---

## જાગતી ગિરધારી.

( પુરવી. )

મંદમંદ બળે દીપક કે જાણુજે જાગતી ગિરધારી
જાગતી ગિરધારી રે જાણુજે જાગતી ગિરધારી
દુરથી જોઇ શકે તેમ મુકીશ રાખી ઉઘાડી બારીરે. જાણુજે.
દુરથી આવતાં રાધી નામે વાજે બંસી સુકુમારીરે. જાણુજે.
ઘરનાં સહુ વેલાં સુઇ જાયે એટલે ઉઘાડીશ બારીરે. જાણુજે.
પણ પ્રભુ આવજે નિશ્ચે મુજ ઘર નવ સુઇશ રાત હું સારીરે. જાણુજે.
વચન તોડીશ તો બહુ હો થાશે મારી રજની જાશે અકારીરે.જાણુજે.

---

## પીયા કહી બોલાવે.

( બીહાગ. )

હવે કોણ પીયા કહી બોલાવે,
કોણ પીયા કહી બોલાવે મુજને કોણ.
હાથ તાલી દઇ પ્રીતમ ગ્યો મથુરાં,
નહિં કહી ઘર મુજ આવે. કોણ બોલાવે.
હવે કોણ પીયા કહી બોલાવે.
ભામિની ભોળીને ભરમાવી,
હવે જોઉં (તો) મન મુખ મલકાવે. કોણ બોલાવે.
હવે કોણ પીયા કહી બોલાવે.
તલપ તલપ પલ પલ મરી જાતી,
કો એ સું સંદેશ પ્હોંચાવે. કોણ બોલાવે.
હવે કોણ પીયા કહી બોલાવે.
ખાતર એક દયા સું પ્રીતમ કો,
કો સમજાવી ઘર લાવે કોણ બોલાવે.
હવે કોણ પીયા કહી બોલાવે.

---

## મુરલી ધરી વરચાવે.

( કાનડો )

શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવે ?
મુરલી ધરી વરચાવે શું ઠાલો મુખ—

શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવે.
મંદ મુખ હાસ્ય રમે જેમ લ્હેર સર નીર ભમે,
બજાવું બજાવું કે'તોય ના બજાવે ? મુખ મુરલી.
શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવે
પ્રિય દરશ આશ સું જેમ નેન ન પલ પલકે,
તેમ મુજ શ્રવણ લલકે કાં તું ટગાવે ? મુખ મુરલી.
શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવે ?
પ્યાસ અંતર મુજ જાણ્યે અજાણ્યો,
ખોટી આશ દેતો તરસાવે. મુખ મુરલી.
શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવે ?
પ્રભુ, રાધે કે'તી આવું જો ન આવે,
તો કેવું એ તુજ મનડું સતાવે ?
તો તુજ મન એ કેવું ભાવે ? મુખ મુરલી.
શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવેરે ?
મુરલી ધરી વરચાવેરે મુખ—
શું ઠાલો મુખ મુરલી ધરી વરચાવે ?

---

## મુજ ઘર મોહન આવ્યા.

( સોહિણી )

અહો ભાગી આજ હું મુજ ઘર મોહન આવ્યા,
મોહન આવ્યારે મુજ ઘર મોહન આવ્યા—અહો ભાગી...
માનતી નવ હું સ્વપ્નેય કદીયે;
કે એ મુજ ઘર આવે રે,

ક્યાં હું ને ક્યાં રાધા રાણી,
તેમ મુજ રંક ઘરે કો લાવે રે.–મોહન આવ્યા.
અહો ભાગી આલી હું મુજ ઘર મોહન આવ્યા.
બાર બજાવી વેણુ મધુરી,
મુજને કીધી જાણુ રે;
બાર આવી ઉભી જ્યાં જોઉં,
ત્યાં તો ઉભા મારા પ્રાણરે. મોહન આવ્યા.
અહો ભાગી આલી હું મુજ ઘર મોહન આવ્યા.
થાળ ભરી સગ મોતીએ મેં તો,
લીધા હરીને વધાવી રે;
ઠાર્યો વિરહને થંડક રોપી,
પ્યારી પ્રીતમ સું કે'વરાવીરે. મોહન આવ્યા.
અહો ભાગી આલી હું મુજ ઘર મોહન આવ્યા.

---

## ઘેર ચાલો લાલ.

( પદ. )

ઘેર ચાલો લાલ એ રાધા નહિં આવે.
રાધા નહિં આવે રે રાધા નહિં આવે.
રાત જોતાંમાં અરધી વહી ગઇ,
કંઇ વિનતિ ન મન એને ફાવે રે—રાધા.
ફાવે કરો એ એને નવ કાંઇ,
કે' છે શ્યામ સોનાંનો 'શ્યેય ન ભાવે—રાધા.
શી હઠ પકડી જકડી છે એણે,

મુકો ખસતી કે હસતી આવે--રાધા.
ઘેર ચાલો લાલ એ રાધા નહિ આવે.

---

## મારે આંગણ કોયલ બોલે.

( ગરબા. )

મારે આંગણુ આ કોયલ બોલે,
કોયલ બોલે રે–મારે આંગણુ–
કોયલ બોલે મરમ ઉર ખોલે. મારે.
શુક સારિકા મધુર ઉચ્ચારે,
રાધા મોહન કે વારે વારે. મારે.
મોર કલાપુર ઢલ સું નાચે,
કેકા કરતાં કે' મોહન રાધે રાચે. મારે.
આંસુ ઝરે ફરે કે'તા કેકે મોર.
રાધે આજ 'ગ્યો કયાં તુજ ચિત્ત ચોર? મારે.
પ્રીત હતી તમ બેની મધુરી,
છોડી તુજને શે હતી શું એ અધુરી? મારે.
આવું પુછે પંખી હઉં કે શું ઉત્તર,
ચૂપ રહું ભેદાયે મુજ અંતરરે. મારે.
મારે આંગણુ આ કોયલ બોલે.

---

# ઘેલો આનન્દ.

( ૫૬ )

ઉભરે ઉભરે શું મન ઘેલો આનન્દ.
ઘેલો આનંદ શું ઉછળે ઘેલો આનન્દ.
ઉભરે ઉછળે શું મન ઘેલો આનન્દ.
એક હાસ્ય મુખ તુજ મલકે રાધા,
શું એની છલકે છલકે વૃજચન્દ—ઘેલો આનન્દ.
ઉભરે ઉભરે શું મન ઘેલો આનન્દ.
એક નેન મલકે કરતાં મરકલડો,
શું એણે ઉભરે સ્મરણાં કેરા વૃન્દ—ઘેલો આનન્દ.
ઉભરે ઉભરે શું મન ઘેલો આનન્દ.
અતિશય તું મનોહારીણી રાધા,
એમાં લાગ્યો (શું) નન્દાનન્દ ફંદ—ઘેલો આનન્દ.
ઉભરે ઉભરે શું મન ઘેલો આનન્દ.
ખીલ્યું કુસુમ-ઉપવન તુજ યૌવનનું,
એમાં વિહરે એ ઘેલો મલય પવન—ઘેલો આનન્દ.
ઉભરે ઉભરે શું મન ઘેલો આનન્દ.
કેને કેમ" વરણું તુજ છબીયન,
પડું શિર પાયે તુજ હું મતિમન્દ—ઘેલો આનન્દ.
ઉભરે ઉભરે શું મન ઘેલો આનન્દ.

---

## કેમ કરી ધારૂં ધીર.

( માલકોશ. )

કેમ કરી ધારૂં ધીર સજની કેંને,
કેમ કરી ધારૂં ધીર–ધારૂં ધીર,
કેમ કરી ધારૂં ધીર–
જ્યાં જ્યાં ઢુંઢું ત્યાંથી એ નીસરે,
દુર રહી ક્યાંક જો હસે શ્યામ શરીર. કેમ.
કેમ કરી ધારૂં ધીર–
એક તો પવન શીત અગન ઝરે છે,
ત્યાં વાયે એ બસી અધીર. કેમ.
કેમ કરી ધારૂં ધીર
મુજને નિંદથી જગવી બોલાવી,
ન મળે દુર દુર જાયે યદુવીર. કેમ.
કેમ કરી ધારૂં ધીર.
પળ પણ કેમે જાયે ન મારો,
હું તો પુરૂં છું યમુના નીર. કેમ.
કેમ કરી ધારૂં ધીર–

---

## નકવેસર.

( માલકોશ. )

મોતી તુજ નકવેસરનું લળકે,
નકવેસરનું તુજ મલકે રે. મોતી–

દંત દાડમ કળી સું મુખ ઢળકે–મોતી.
આમે તું અતિશય મનહર સુંદર,
કોટિ જગ સુર એણે ઝલકે રે–મોતી.
નેનાં મલકે ને મોતી ઢળકે
એ સું ઉર આનન્દ ખલકે રે–મોતી.
પ્રભુ સુંદર હું તો વારી તું પર,
મારૂં જીવ્યું થયું સાર્થક પલકે રે–મોતી.
મોતી તુજ નકવેસરનું લળકે.
નકવેસરનું લળકે મોતી તુજ નકવેસરનું–
મોતી તુજ નકવેસરનું લળકે.

---

## નિત નિત ન્યારો ન્યારો.

---

નિત નિત કંઇ કંઇ ન્યારો ન્યારો રે
ન્યારો ન્યારો–એ ન્યારો ન્યારો રે.
નિત નિત કંઈ કંઇ ન્યારો ન્યારો રે.
દેખતાં પ્રભાતે ન્હાનો યુવાન મધ્યાન્હેરે,
સાંજ સમીપે જુવો લાગે અમને તું જાદુવાળોરે.
નિત નિત કંઇ કંઈ ન્યારો ન્યારો.

બેઠે બોલ્યે ચાલ્યે રોવે કે હસતાં,
ન્યારો ન્યારો લાગે જાદુગારો રે;
તિમન વીરહે તું વેણુ બજવન હારોરે
નિત નિત કંઈ કંઇ ન્યારો ન્યારો.
સહુ વાતે ન્યારો ચાહું કેવો કોને કહું,
તન મન અરપ્યાં કરી માની પ્યારો રે.
નિત નિત કંઇ કંઇ ન્યારો ન્યારો રે.

---

## વનમાં ગુજરીયાં.

( ભેરવી. )

વનમાં ગુજરીયાં લુંટી રે.
આજ શ્યામે વનમાં ગુજરીયાં લુંટી રે.
દધિ વેંચણુ સું જાતી વૃંદાવન,
વચમાં ફુલ કળી ચુંટી રે. આજ૦
સોળ વરસની એ ભરજોબન,
નેને પ્રેમ ભંગ પાંહડોયાં છુંટી રે. આજ૦
થંડ પવને કમલી સત્કારે જેમ,
એમ સીત્કારત જોબન છુંટી રે. આજ૦
પળમાં રંગ રંગ ભરી મુકી,
ગયો બાલાજોબન ઝુંટી રે. આજ૦

## સ્વીકારો કે ના.

( કેદાર. )

સ્વીકારો કે ના તોય હું તો તમારો.
હું તો તમારો પ્રભુ હું તો તમારો. સ્વીકારો કે ના.
સામુ જુવો કે ના તમે સુન્દર,
તોય પ્રીત નામ ન વીસરનારો. હું તો તમારો.
સ્વીકારો કે કે ના તોય હું તો તમારો.
જેમ તરછોડશો મુજને બહુ બહુ,
તેમ તેમ અંતરથી ન્હાનારો. સ્વીકારો. કે ના.
સ્વીકારો કે ના તોય હું તો તમારો.
આખર એ દિ આવશે પ્યારા,
જ્યારે આવી સ્હાશો કર મારો. સ્વીકારો કે ના.
સ્વીકારો કે ના તોય હું તો તમારો.
હજીય સ્વીકારો તો પ્રભુ ઠીક નતો,
કરવો (પછીથી) પડશે પરાણે તમારોરે. સ્વીકારો કે ના.
સ્વીકારો કે ના તોય હું તો તમારો.

---

## હરિ સમરણના હેવા.

( કાનડો. )

રાખો નિત હરિ સમરણના હેવા.
હરિ સમરણના હેવા–રાખો નિત–
કંઈ ઘડી કંઇ પળને કંઈ અવસર,
ચુકવી ન મનથી એ સેવા. રાખો નિત.

રાખો નિત હરિ સમરણના હેવા.
જીવને શોક વાદળ છવરાયે જ્યારે,
ત્યારે આવે એ દિલાસો દેવા. રાખો નિત.
રાખો નિત હરિ સમરણના હેવા.
પ્રભુ રીઝયે કરે ન્યાલ પલકમાં,
કરે હરિજનને હરજી જેવા. રાખો નિત.
રાખો નિત હરિ સમરણના હેવા.

---

## એક તુજ નામે.

(સારંગ અથવા કાનડો.)

એક તુજ નામે દુઃખ સહુ નાસે.
દુઃખ સહુ નાસે દુઃખ સહુ નાસે એક તુજ નામે.
તરૂવર પાન પડે જેમ નીચે,
  જરી પાનખર રૂતુ ભાસે. દુઃખ સહુ નાસે.
એક તુજ નામે દુઃખ સહુ નાસે,
ઘન ઘન વર્ષા મંહિ જે જામ્યા,
  હોય ન્હોય બને સુર પ્રકાશે. દુઃખ સહુ નાસે.
એક તુજ નામે દુઃખ સહુ નાસે.
જેમ શરદ પવન નભ ઉઠયે,
  વાદળ દળ વીખરે ત્રાસે. દુઃખ સહુ નાસે.
એક તુજ નામે દુઃખ સહુ નાસે.

---

## એક જો હોય શ્રી ગોવિંદે પ્રીતિ.

( વાઘેશ્વરી )

એક જો હોયે શ્રી ગોવિંદે પ્રીતિ,
શ્રી ગોવિંદે પ્રીતિ–ગોવિંદે પ્રીતિ.
એક જો હોયે શ્રી ગોવિંદે પ્રીતિ.
આધિ વ્યાધિ ઉપાધિ નડે નહિં,
લાગે સર્વ અવસ્થા મીઠી. શ્રી ગોવિંદે પ્રીતિ.
એક જો હોયે શ્રી ગોવિંદે પ્રીતિ.
કમલ દળે જેમ રહે જળ બિંદુ,
તેમ જગે રે' જીવન એ રીતિ. શ્રી ગોવિંદે પ્રીતિ.
એક જો હોયે શ્રી ગોવિંદે પ્રીતિ.
સુંદર પ્રીતમ રીઝયે ન્યાલ કરે પળે,
મટાડે જનમ મરણની ભીતિ. શ્રી ગોવિંદે પ્રીતિ.
એક જો હોયે શ્રી ગોવિંદે પ્રીતિ,
શ્રી ગોવિંદે પ્રીતિ. શ્રી ગોવિંદે પ્રીતિ.
એક જો હોયે શ્રી ગોવિંદે પ્રીતિ.

---

## તૃણ પર્ણની આ નૈયાં.

( ભૈરવી. )

તૃણ પર્ણની આ નૈયાં મારી પાર ઉતારજે.
પાર ઉતારજે હો પાર ઉતારજે પાર ઉતારજે.
તૃણ પર્ણની આ નૈયાં મારી પાર ઉતારજે.
એરે નૈયાને નહિં સઢ કે સુકાન છે,

ને'રે સાગર મહિં અતિશય તુફાન છે,
તારજે થઇને તરૈયા મારી પાર ઉતારજે
તૃણુ પર્ણુંની આ નૈયાં મારી પાર ઉતારજે.
પવન તુફાન જળગિરિ ને ખાઇએ રમે,
ને મૃત્યુ માથે પ ખી થઇને સસૈન્ય ભમે,
અંધાર ઘોર ઝઝુમે એમાં દેખાજે કનૈયા–મારી પાર ઉતારજે.
તૃણુ પર્ણુંની આ નૈયાં મારી પાર ઉતારજે.
મૃત્યુ સખી મહાકાળ, રાત્રી આકાશ, ભરે,
ત્રિભુવન ઝઓળવે ઉન્મત્ત ઉભરે,
એ સમે છોડજે ના મુજ બૈયાં. મારી પાર ઉતારજે.
તૃણુ પર્ણુંની આ નૈયાં મારી પાર ઉતારજે.
પાર ઉતારજે હો પાર ઉતારજે. મારી પાર ઉતારજે.
તૃણુ પર્ણુંની આ નૈયાં મારી પાર ઉતારજે

---

## તુજ સુંદર મધુર રાગ.

( કાનડો )

તુજ સુંદર મધુર રાગ.
મધુર રાગ, મધુર રાગ તુજ–
તુજ નેનનનો કે અંતરનો લાગ્યો,
કે લાગ્યો પ્રેમ બંસીનો એ અથાગ–મધુર રાગ તુજ.
તુજ સુંદર મધુર રાગ.

અતિશય કોઇ અનુપમ પળમાં,
કોણ જાણે તેં સાધ્યો કો લાગ ? મધુર રાગ તુજ.
તુજ સુંદર મધુર રાગ.
રાગે અજબ એ વિરલતા જાગે,
ટપકે નિશ દિન સુરતા પરાગ. મધુર રાગ તુજ.
તુજ સુંદર મધુર રાગ.
પ્રભુ મોહન સુંદર રસિક વર,
એ રાગે કદી અંતર જાગ. મધુર રાગ તુજ.
તુજ સુંદર મધુર રાગ.

---

## જીવન પથ નવ ભુલો.

( માલકોશ )

જીવન પથ નવ ભુલોરે.
ભુલોરે જગજીવન પથ નવ ભુલો.
સીધો સુધો આડો ન અવળો,
રાત દિવસ એ ખુલ્લો રે. જીવન પથ.
જગજીવન પથ નવ ભુલોરે જીવન પથ
મારગ ઉભી લલચાવે ધુતારી,
એને હાવે ભાવે નવ ઝુલોરે. જીવન પથ.
જગજીવન પથ નવ ભુલોરે—જીવન પથ.
વાટ જોઉં હું જનમ જનમથી,
હવે ક્યારે આવી હૃદ ઝુલોરે. જીવન પથ.
જગ જીવન પથ નવ ભુલોરે,
જીવન પથ નવ ભુલો.

---

## ભરોસો પુરણ.

(વાઘેશ્વરી)

મને તો છે તુંમાં ભરોસો પુરણ.
ભરોસો પુરણ રે ભરોસો પુરણ.
મને તો છે તુંમાં ભરોસો પુરણ.
નિત સરવર નદ નદીયો તરાવે,
તો ભવસાગરેય તું તરવીશ મોહન–ભરોસો,
મને તો છે તુંમાં ભરોસો પુરણ.
નિત નિત વિઘ્ન હરી સુખથી દિ વીતાવે,
તો સુખે જરૂર વીતવીશ જીવન–ભરોસો.
મને તો છે તુંમાં ભરોસો પુરણ.
આટલેથી વચન માનું પુરણ કૃપાલ હું,
જીવન વીત્યે જરૂર તું મળીશ જીવન. ભરોસો.
મને તો છે તુંમાં ભરોસો પુરણ.

---

## રાધા કૃષ્ણ જુગલ જોડ.

(પદ.)

રાધા કૃષ્ણ જુગલ જોડ ઉભો નેનન સમોર.
ઉભો નેનન સમોર, નિત ઉભો નેનન સમોર.
રાધા કૃષ્ણ જુગલ જોડ ઉભો નેનન સમોર.
મ્હરોડે ઉઠાડો એ રેને સુવાડો એ,
પળ પળ જોઉં જ્યાં જ્યાં ત્યાં ત્યાં દેખું એબે ઠારે ઠાર. ઉભો.
રાધા કૃષ્ણ જુગલ જોડ ઉભો નેનન સમોર.

વૃંદાવન કે કુંજગલન, યમુના તટ બેઠાં,
કે ફરત ફરત અહિં તહિં જોઉં બે મન કંઇ ઓર તોર ઉભો.
હસત હસત બેય મીઠાં મરકલડાં મારે,
ઘેરાં નેને નેન તન મન ધન રાધા ચંદચકોર. ઉભો.
ક્યાંય ક્યાંક પ્રભુ એવું દેખું આ નેને મુજ,
માનીશ જીવન ધન આશ એ પુરો ચિત્ત ચોર. ઉભો.
રાધા કૃષ્ણ જુગલ જોડ ઉભો નેનન સમોર
ઉભો નેનન સમોર નિત ઉભો નેનન સમોર.
રાધા કૃષ્ણ જુગલ જોડ ઉભો નેનન સમોર.

---

## સહુથી મન ઉઠોરે.

(ભેરવી)

સહુથી મન ઉઠોરે કે તમસું લાગે.
કે તમસું લાગે લાલ કે તું સું લાગે.
સહુથી મન ઉઠોરે કે તમસું લાગે.
સરવર નીર ભર્યું ન મોતીયે પાંચીકે સહુ,
ઉડાડો ભોળા હંસ કે ભ્રમ ભાગે. કે તમસું.
સહુથી મન ઉઠોરે કે તમસું લાગેરે.
સુર અસુર થયો, સારંગી, મીજલસ ગઇ,
મૃગ બેઠો બેભાન જાણી વાગશે કે વાગેરે. કે તમસું.
સહુથી મન ઉઠોરે કે તમસું લાગેરે.
ટોળાં હરણ રણ દોડે ધુમ તરચે મૃગજળે,
વીંટી ’લ્યો જાળ સહુ કે જાગે એ આગે. કે તમસું.

સહુથી મન ઉઠોરે કે તમસું લાગેરે,
હદ હોય સહુ વાતે, આટલું જ માનો મારૂં,
ચરણ કમલે ભૃ ભૃં ગુંજું એ મન માગેરે. કે તમસું.
સહુથી ઉઠોરે કે તમસું લાગે.

---

## મુજ મન કલેશ હરો.

(બીહાગ.)

મુજ મન કલેશ હરો.
કલેશ હરો જી—મુજમન કલેશ હરો.
મુજ મન કલેશ હરો.
એ તાપ અમાપ ન કેમે સહાય એ,
કાંક તો અમી ઝરણુ ઝરો.
મુજ મન કલેશ હરો.
શાંતિ તમારી ને બંસી સુર,
આજ આવી હૃદયે ઠરો.
મુજ મન કલેશ હરો.
આશા તમે તમસું જોઉં એક,
દયાનીધિ દયા ઉભરો.
મુજ મન કલેશ હરો.
પ્રભુ સુંદર પાયે પડું તમ,
તવ કરી મને કાં વીસરો ?
મુજ મન કલેશ હરો,
કલેશ હરોજી, મુજ મન કલેશ હરો.

---

## કેદાર વાર કર મારી.

( કેદાર. )

કેદાર વાર કર મારી.
વાર કર મારી રે. કેદાર—
કુંજભવન બેઠો રસિક પ્રિયાસું,
કે જા દાસ કો આવ્યો દ્વાર.
કેદાર વાર કર મારી.
ભુધર સું રહી થયો ભક્તવત્સલ તું,
શ્રી નરસૈ ઉતાર્યો પાર.
કેદાર વાર કર મારી.
આરે સમય હો અતિ વિપત્તિનો,
રાધે સું હોય રમતો તો કર ઈશાર.
કેદાર વાર કર મારી.
પ્રભુ સુંદર ને યાદ બીરદ હૈ,
કે સમો ચુકેય 'હયે મુજ સાર.
કેદાર વાર કર મારી.

---

## સુકાની રે'જે ચેતતો.

( ગરબી. )

જીવને ભેળાય છે હવે પુરરે સુકાની રે'જે ચેતતો રે.
ચેતતો રે—હો સુકાની રે'જે ચેતતો.
ધૂમ ગોટા શાં ઉડયાં આવે જો આભમાં રે,
ઘડીમા ઉંધું નાંખી દેશે નાવ જરૂરરે. સુકાની રે'જે.
જીવને ભેળાય છે હવે પુરરે—સુકાની રે'જે ચેતતો રે

આળસ મરડી ઉઠયો પવન આકાશમાં રે,
જોતજોતામાં મંડયો વા'વા ઘેલોતુરરે. સુકાની રે'જે.
જીવને ભેળાય છે હવે પુરરે–સુકાની રે'જે ચેતતો રે.
આમ તેમ જોવે તક નવ ચૂકતો રે,
સુકાન હાથે લીધું છે જાણી ચતુરરે. સુકાની રે'જે.
જીવને ભેળાય છે હવે પુરરે–સુકાની રે'જે ચેતતો રે.
એક તારે રે ભરોસે છઇયે નીસર્યાં રે,
તો પ્હોંચાડજે હો પાર જરૂરરે–સુકાની રે'જે,
જીવને ભેળાય છે હવે પુરરે–સુકાની રે'જે ચેતતો રે.

---

## આરતીયે રતિ લાગી.

( પુરવી )

આરતીએ રતિ લાગી સુંદર શ્યામ.
સુંદર શ્યામ હો સુંદર શ્યામ.
આરતીએ રતિ લાગી સુંદર શ્યામ.
આજજ તુજને નીરખ્યો મેં પુરણ,
જાતાં જેન ઠરી ઘનશ્યામ. સુંદર.
આરતીએ રતિ લાગી સુંદર શ્યામ
આનન્દ સાગર નેન હાસ્યે તું છલકે,
છલકે હું નાહી રહી આ ઠામ. સુંદર.
આરતીએ રતિ લાગી સુંદર શ્યામ.
આજ 'થ્યાં સાર્થક નેનને જીવ્યું,
થઇ પ્રભુ પુરણ કામ. સુંદર.

આરતીએ રતિ લાગી સુંદર શ્યામ.
એવાને એવા અંતર વસજો રે,
મારે પ્રીતમ આઠે જામ. સુંદર.
આરતીએ રતિ લાગી સુંદર શ્યામ.
સુંદર શ્યામ હો મુજ પુરણ ધામ.
આરતીએ રતિ લાગી સુંદર શ્યામ.

---

## કો'ને મને લાલ.

( ૫૬ )

શું ગજ સું મને તારશો કો'ને મને લાલ.
કો'ને મને લાલજી હો કો'ને મને લાલ.
શું ગજ સું મને તારશો કો'ને મને લાલ.
ધુંધવે નિશદિન આરત એ અંતર,
ભેદી રસરૂપ હૃદે શું એ ઠારશો? કો'ને મને લાલ.
શું ગજ સું મને તારશો કો'ને મને લાલ.
આધિ વ્યાધિ કેરાં બહુ ઝુડ વળગ્યાં રે,
ચડી આવી ગરૂડેચ સહજે વિદારશો? કો'ને મને લાલ.
શું ગજ શું મને તારશો કો'ને મને લાલ.
અધમ ઉદ્ધારણ પતિત પાવન છો,
એવું બીરદ સમે શું સંભારશો ? કો'ને મનેલાલ.
પ્રભુ સુંદરજી પ્રીતમ મારા,
જીવન ધન ધન કરીને ઉજાવશો? કોને મને લાલ.
શું ગજ શું મને તારશો કો'ને મને લાલ.

કો'ને મને લાલજી હો કો'ને મને લાલ.
શું ગજ સું મને તારશો કો'ને મને લાલ.

---

## તે દિ રંગ રાખ્યો તો તેં કેદાર.

( કેદાર )

તે દિ રંગ રાખ્યો તો તેં કેદાર.
રાખ્યો તો તેં કેદાર. તે દિ૦
મુકયો અડાણુ તોય જગાવ્યો સુંદરને,
દોડાવ્યો ધરણીધર દ્વાર. તે દિ રંગ.
રાજ દરબાર ભજન ધુન લાગી,
થઈ ઉભો ત્યાં રાગ સરદાર. તે દિ રંગ.
ધુળ નાંખી તેં સન્યાસીની આંખે,
દેવરાવ્યો નરસૈ ને દ્વાર. તે દિ રંગ.
ફટ ફટ કરીયાં દુરીજન સરવે,
પળ પણુ નવ લાગી વાર. તે દિ રંગ.
રાધા સું ખેલતા હરિને જગવી,
સમય આવે લેવરાવજે મુજ સાર. તે દિ રંગ.
જેમ તે દિ રંગ રાખ્યો તો તેં કેદાર.

---

## શું કહેવું ?

( પદ. )

મારા અંતરના જાણુણુહાર રે શામળા શું કેવું !
શું કે'વું રે શું કે'વું. મારા અંતરના—

આ કર આ કર કહી ને નિશદિન,
વૃથા શાને ઉડાડવું શું કરે;
આંટી ઘુંટી તુંથી કંઇ ન અજાણી,
તું તો જાણુ આવે કયાં ચું કરે.
મારા ભવસાગર તારનારરે.
હો શામળા શું કે’વું-મારા અંતરના--
તુંથી અજાણ્યું કંઇ નવ વ્હાલા,
તો વીનવ્યે શું વધુ થાયરે;
પળપળ તકની વાટજ જોતો બેઠો,
કે કયારે શુભ મારૂં કરાયરે.
મારા જીવન મૃત્યુના ભરથારરે.
હો શામળા શું કે’વું-મારા અંતરના—
મારા અંતરના જાણુણુહાર રે-શામળા શું કે’વું.

---

## જેમ કહો તેમ.

(કાલેરો.)

જેમ કહો તેમ મોહનજી પ્યારા
હું તો બેઠો તમ આધારરે. જેમ કહો.
રીસ ચડાવી કયાં તમથી જાવું,
એક જગમાં છો તારણુહાર. જેમ કહો.
ચરણુ રજની રજ છઉં હું વ્હાલા,
મારે હોયે શું તમથી રાર. જેમ કહો.

મુજ જીવન ધન તમમાં વ્હાલા,
એ આધાર શું શી તકરાર. જેમ કહો.
પ્રભુ સુંદર લળી લળી વીનવું,
દયો દરસ મને એકવાર. જેમ કહો.

---

## શું કર નસડાઇ ?

( કાફી. )

શ્રી માધવ મનની જાણ્યે આમ શું કર નસડાઇ ?
કર નસડાઈ શું કર નસડાઇ ? શ્રી માધવ.
જાણુકે તુજ વીણુ મુજ કયાંય ન ઠેકાણું,
રહે એટલે શું મરઠાઈ ? શ્રી માધવ.
શ્રી માધવ મનની જાણ્યે આમ કર શું કર નસડાઇ !
ગાય હુંતો લાલ માર જીવાડ તું,
શોભે તેથા રા'કે કસાઇ. શ્રી માધવ.
મોહીયે એટલા મરશું શું વ્હાલા,
કેને કેટલાં પડીયે પાય. શ્રી માધવ.
શ્રી માધવ મનની જાણ્યે આમ શું કર નસડાઇ ?

---

## આજ પ્રભુ મને મનન વીસારજે.

( ગરબી. )

આજ પ્રભુ મને મન ન વીસારજે.
મન ન વીસારજે— મન ન.

આજ પ્રભુ મને મન ન વીસારજે.
વિનતિ કરૂં હું વ્હાલા સુણજે તું નંદલાલા,
ચિત ધરી ધુણી જગ કેરી તું ઠારજે. મન ન.
આજ પ્રભુ મને મન ન વીસારજે.
પળ પળ રે'જે ભેળો મુકજે ન અળગોરે,
ગજ સમ સમે વારે, ધાઇને તારજે. મન ન.
આજ પ્રભુ મને મન ન વીસારજે.
અરજ એ કર જોડી દેજે નવ કદી છોડી.
જેમ સંભારૂં હું તેમ તુંય સંભારજે. મન ન.
આજ પ્રભુ મને મન ન વિસારજે.
મન ન વીસારજે મન ન વીસારજે.
આજ પ્રભુ મને મન ન વીસારજે.

---

## સુર ધુન લાગે.

( કાનડો )

જો એવી સુર ધુન લાગે.
સુર ધુન લાગેરે જો એવી સુર ધુન લાગે.
કાંચળી ઉતારે નાગ રાગે વીરાગે જેમ,
એમ હું સું ભવ ભ્રમ સહુ ભાગે. એવી સુર ધુન.
જો એવી સુર ધુન લાગે.
અંતર તર ભેદી નખશીખ નીકળે છેદી,
કોટિ બ્રહ્માંડ એક તાર કરે રાગે. એવી સુર ધુન.
જો એવી સુર ધુન લાગે.

ડૌલત ડૌલત રાધે સુંદર આવે,
જન્મ મૃત્યુ પંખી બ્હી ઉડી મને ત્યાગે. એવી સુર ધુન.
જો એવી સુર ધુન લાગે.
સુર ધુન લાગે રે જો એવી સુર ધુન લાગે.

---

## હવે તો જો હરિ આવે.

( ૫૬ )

હવે તો જો હરિ આવે.
હરિ આવે રે પ્રભુ આવે.
હવે તો જો હરિ આવે;
આટલો તરસ્યો આટલો તલસું,
કાંઇ દયા જો આવે. જો હરિ આવે.

હવે તો જો હરિ આવે.
કેટલું રોઉં નીર સુકાયાં,
આવવું કો સું ન કહાવે. જો હરિ આવે.

હવે તો જો હરિ 'આવે.
બીજું કહું શું સહુ એ જાણે,
જાણયે ય આમ સતાવે. જો હરિ આવે.

હવે તો જો હરિ આવે.
હરિ આવે જો પ્રભુ આવે,
હવે તો જો હરિ આવે.

## તો જરીક હસી ’લ્યો.

( કાનડો. )

ઘડીક જો નયન મળ્યાં તો જરીક હસી ’લ્યો.
જરીક હસી લ્યો ઘેલાં, જરીક હસી ’લ્યો.
ઘડીક જો નયન મળ્યાં તો જરીક હસી ’લ્યો.
કો સંયોગે યોગ મળ્યા એ આપણને કંઇ નહિં જાણુરે,
કોઈરીત પણ એકસ્થાન મળ્યા તો જરી નેન વસીલ્યો તો જરીક.
ઘડીક જો નયન મળ્યાં તો જરીક હસી ’લ્યો.
નવ ગ્રહ તારક નવ આપણ ધૂમ કેતુ શાં ઉડતાં ફરીયેરે,
કયારે કઇ પળ જુદાં પડશું તો અંતર વિલસી ’લ્યો તો જરીક.
મીઠલડાં મોંઘેરાં સ્મરણાં ભાતાં પ્રવાસ તણાં જે.
કયારેય નવ ખુટે એટલડાં સુધા શાં મનડે ઠસી ’લ્યો તો જરીક.
ઘડીક જો નયન મળ્યાં તો જરીક હસી ’લ્યો.
નાવ સઢે સુસમિર ભરાશે સોનરી સાગર છલશે રે,
નયન પલકનાં જાશો પ્હોંચી થશે ભેટ ચકોર શશીશો તો જરીક.
ઘડીક જો નયન મળ્યાં તો જરીક હસી ’લ્યો.

---

## યમુના કિનારે.

( ભેરવી. )

યમુના કિનારે કોઇ કહેતું તે સાચું ?
શ્યામ મથુરા નથી ’ગ્યો કોને યાચું      યમુના કિનારે.

યમુના કિનારે કોઇ કહેતું તે સાચું ?
ક્યાં છો અજાણ્યાં ચાળા એનાથી,
સુતો યમુના નીરપર ઓઢી વાદળ છાયારે. યમુના કિનારે.
શ્યામ મથુરાં નથી 'ગ્યો કહે યાચું–
યમુના કિનારે કોઇં કહેતું તે સાચું. ?
દિવસે એ સુર અંબાર લપેટી,
તું સું રાધે ઉભો મરકલ મારે. યમુના કિનારે.
શ્યામ મથુરાં નથી 'ગ્યો કે યાચું.
યમુના કિનારે કોઈ કેહેતું તે સાચું ?
રજની યે ઓઢી અંધાર પછેડી,
જાણુ નવ તેમ ઉભો તુજ રે ઘર બારે. યમુના કિનારે.
શ્યામ મથુરા નથી ગ્યો કે યાચું,
યમુના કિનારે કોઈ કહેતું તે સાચું ?
ઉભે વાદળ રંગી શાલ દુશાલા,
ઓઢી કે'તું કેમ જો નેનન ભારે. યમુના કિનારે.
શ્યામ મથુરા નથી ગ્યો કે સાચું ?
આમ હસેને બનાવે તું રોવે,
રીસે બાંધી લેને હ્રદયા માંયેરે. યમુના કિનારે.
શ્યામ મથુરાં નથી 'ગ્યો કે એ સાચું ?

---

## મુર્છના શી રાગ તારી.

[ પુરવી. ]

મુર્છના શી રાગ તારી.
સાગર નીર જેમ અરંગી મોજા ઉછળે વિવિધ રંગ,

વિવિધ તેજ તરે નીર એમ એવી સુરત તારી. મુર્છના.
મુર્છના શી રાગ તારી.
એક રૂપ એક દીપક એક તેલ એક વાટ,
જ્યોત જેમ જુદી સહુ એમ તરંગ ( તુજ ) બલીહારી. મુર્છના.
મુર્છના શી રાગ તારી.
રંગ ( રાગ ) ભરી સુંદરી સુર નેન હલક મલક મુખ,
છલક મલક હાવ ભાવ તું સું જાય હારી. મુર્છના.
શું મુર્છના શી રાગ તારી.
કહે વધુ શું કહું અનૂપ મનહર જગ જોડ ન તું,
શ્યામ સું સલુણી ઝુલે તુજ ચડતાં ખુમારી. મુર્છના.
મુર્છના શી રાગ તારી.

---

## સ્વપન એવાં.

[ નાથ કૈસે ગજકો બંધ છુટાયો–રાગ. ]

સ્વપન એવાં કંઇનાં કંઇક વહી ગયાં.
કંઇના કંઇક વહી ગયાં સ્વપન એવાં.
મ્હોર વસંત જેમ વિધવિધ રંગી ફુલે ફુલીને જેમ ડુલેરે,
ગિરિ ઝરણાં પર ફુલના ત્રાપા વ્હેતા જાતા જેમ ઝુલેરે.
સ્વપન એવાં કંઈનાં કંઈક વહી ગયાં.
જેમ કો યુવાને શીખવી અનંગની ખુબી નયનથી ટપકે રે,
વર્ષ જતાં જેમ ઇન્દ્ર ધનુષ્ય સું એક મટકાં માં સટકે.
સ્વપન એવાં કંઈનાં કંઈક વહી ગયાં.
સ્વપન વહી ગયાં હું ન કાં સ્વપન થઇ કાં ના થાઉં ને ઉડું રે,

કુંજ કોકિલ કુ વનમાં વસંત સું શ્યામ ચિત્ત પર કાં ન ઉડું
હું ઢુંઢું;
સ્વપન એવાં કંઇનાં કંઈક વહી ગયાં.

---

## એકલો સારંગીયો.

( સારંગ. )

એકલો સારંગીયો હલકે સારંગ.
હલકે સારંગ ફરતો છલકે સારંગ. એકલો.
તાલ સુર પુર રાગે સારંગી એને ઉભરે કંઠ,
આવ્યો જાણે વૃજ ભુમિથી આજ કો શ્રી કંઠ. એકલો.
" આજ જગ બદલી ગયું રાધી વાત ગઇ સમાઈ,
ગાય, "હતી ન હતી થઇ થઇ ગઇ તે થઇ ગઇ. એકલો.
કોણ સુણે એનું તાન સહુ સહુમાં એકતાન,
" ગોકુલ કુલ મંદ સુવે રાધી રોતું રાન. એકલો.
" આંખ આંખમાંહિ પેસી હૈયાસુની બીણ શ્યામ,
" હાલ બેહાલ આજ મુખ એક રટતી નામ. એકલો.
" ઢંગ કે ધડો ન અંગ વસ્ત્ર ઉડે જેમ તેમ,
" એક રહી પીંજર સુંના ઉરમાં અગન. એકલો.
ગોકુલની ગલીયનનું ગાતો વાજે ઘનનન.
" આંખભર કરત રૂદન હા કૃષ્ણા કે'તાં જોતો ગગન. એકલો.
" આખર ન ઘર આવ્યો રાધી વિરહ રહ્યો નિરંતર,
" કંઇ ઉપાય 'થ્યા નહિં રહિ રાધિ રોઇ અંતર"—એકલો.

---

# મારે ઘરથી કંઇ નહિં દુર.

(બીહાગ.)

મારે ઘરથી કંઇ નહિ દુર એ કુંજગલન.
કુંજ ગલન વન ઘન વૃંદાવન.
મારે ઘરથી કંઇ નહિં દુર એ કુંજગલન.
સુર ઉગે કે સુંદર આવે,
વનમાં ધેન ચરાવન રે;
આવે બંસી બજાવે ભાવે,
ફરી ચરે અહિં તહિં ગોધન રે. દુર એ કુંજગલન.
મારે ઘરથી કંઈ નહિં દુર એ કુંજગલન
આંબલીયે બેસી કોયલડી,
કુ કુ એ ગજવે વનરે;
ત્યાં કો સમે સંધ્યા એ નાચે,
મોર ઢેલડી સું થનગન રે. દુર એ કુંજગલન.
મારે ઘરથી કંઇ નહિં દુર એ કુંજગલન.
ગાયે વિધ વિધ પંખી મીઠાં,
હું જઇ ઉભું બારરે;
મોહન જોતાં નેનન ઠારૂં,
જે દિ થી લાગી લગનરે. દુર એ કુંજગલન.
મારે ઘરથી કંઇ નહિં દુર એ કુંજગલન.
કુંજગલન વન ઘન વૃંદાવન.
મારે ઘરથી કંઇ નહિં દુર એ કુંજગલન.

---

## તુજ વદન હાસ્ય સદા મલકે.

( કાનડો. )

તુજ વદન હાસ્ય સદા મલકે.
વદન હાસ્ય સદા મલકે રે.
તુજ વદન હાસ્ય સદા મલકે.
એટલો આનંદ સાગર ઉરશું,
તુજ છલક છલક છલકે ?
તુજ વદન હાસ્ય સદા મલકે.
નિશદિન જ્યારે જોતાં સ્ફુરતું,
શું એ તે બંસી સુર હલકે ?
તુજ વદન હાસ્ય સદા મલકે.
નયનો તુજ ઉભરાય અમીઝર,
કે એ શું સહુ હુંસું પ્રીત ઝલકે ?
તુજ વદન હાસ્ય સદા મલકે.
વદન હાસ્ય સદા મલકે રે.
તુજ વદન હાસ્ય સદા મલકે.

---

## એ કે'શો કોઈ.

( કંઇના કંઇક વહી ગયાં–રાગ. )

એ કે'શો કોઈ કોણ એ દેશનો વાસી.
કોણ એ દેશનો વાસી–એ કેશો કોઈ–
એ કે'શો કોઈ કોણ એ દેશનો વાસી.

કલ્પના અપ્સરા પાંખ બેસી નિત,
    સુરતને દેશ ઉડંતો;
આનન્દ ચન્દ્ર સુધાએ ભીંજાતો જગ,
    ભીંજતો કો અભિરામ વિલાસી.
ગાતો આવ્યો કોણ એ દેવ ઉપાસી. એ કે'શો કોઇ.
અનુપમ ગીત નિત વદને ઝબકતું,
    હાસ્ય સુધા ઝરઝરતું;
ધ્યાન ધૂન અજબ રગ રગ રેલતું,
    રે'તી કવિતા દાસી પાય તળાંસી.
કે મુખ ચુંબન પ્યાસી; અલીંગન અભિલાષી. એ કેશો કોઈ.
અવતારે દેશ જે એ દિવ્ય કરેને,
    સુર લોક સું ઇર્ષા કરાવે;
સુખ ઓઘ તેને ઘુમત વરસે,
    ચાલે ઇશ કૃપા કેરો રાશો.
રસ રૂપ દેવાંશી; આત્મ પ્રકાશી.
એ કે'શો કોઇ કોણ એ દેશનો વાસી.
કોણ એ દેશનો વાસી–ગાતો આવ્યો કોણ–
એ કે'શો કોઇ કોણ અ દેશનો વાસી.

---

## મિલન સમાપ્તિ આરતની.

(કાનડો.)

મિલન સમાપ્તિ આરતની.
મિલન સમાપ્તિ આરતની.

આરતની.......આરતની.
મિલન સમાપ્તિ આરતની.
વિરહ અંતરમાં જવાળે ભભુકે,
એ શોભા અગનની શાંત. મિલન.
મિલન સમાપ્તિ આરતની.
આમ મળીશ પ્રિય આમ વધાવીશ,
એમ મન હોંસો એકે વિરમતી. મિલન.
મિલન સમાપ્તિ આરતની.
આજ ન આવ્યા કાલ જરૂર એ.
એમ જીવન સુસરણી ઉતરતી. મિલન.
મિલન સમાપ્તિ આરતની.
એ કુંજે એ ગલને ભવને,
કંઇ આશ ઉગતી આથમતી. મિલન.
મિલન સમાપ્તિ આરતની
નિશદિન લંબવજે જ મિલન (તુજ) પ્રિય,
એ કો શોભા પ્રિય સખીનો વિનતિ. મિલન.
મિલન સમાપ્તિ આરતની.

---

## કેદાર એજ સાર.

( કેદાર. )

કેદાર એજ સાર.
કેદાર એજ સાર હો કેદાર એજ સાર.

શું રે કામણુ કર્યાં કે શું તપ ચર્યાં,
મોહન મન હર્યાં કારજ નિજ સર્યાં.
પળવારે લગારે.
કેદાર એજ સાર.
રાગ બીજા સુર લોકે ઉભા બાર આનંદ થોકે,
તું તો વૈકુંઠ ગોલોકે જ્યાં બંસી સુર ઝોકે ઝોકે.
ઉભો આનંદ ઓવારે.
કેદાર એજ સાર.
શું તું દયાઝર અંતર વ્હેતું તુજ નિરંતર,
પ્રભુ દાસ ઘો તું અંતર ભેટવતો સુંદર.
ન્યાલ કરતો દિદારે.
કેદાર એજ સાર.

---

## આ તમ અમ મિલનનો ના આખર પ્રસંગ.

( સિંહાનો કાનડો. )

આ તમ અમ મિલનનો ના આખર પ્રસંગ.
આખર પ્રસંગ આ ના આખર પ્રસંગ.
આ તમ અમ મિલનનો ના આખર પ્રસંગ.
ત્યા તમે કાં નેન થકી આમ આંસુ સારો,
પ્રીત ધોઇ નાંખો જ્યાં જામ્યો પ્રથમ રંગ;
આ તમ અમ મિલનનો ના આખર પ્રસંગ.
નિમિષ નિમિષે તમ અમ સું મિલન થશે,
પછી છો વધાવજો અમને ઉર ઉછરંગ.

આ તમ અમ મિલનનો ના આખર પ્રસંગ.
સુંદર પ્રીતમ પછી મળ્યેય ઓળખશો ના,
જ્યાં પ્હેલેથી બતાવો આવો ઢંગ.
આ તમ અમ મિલનનો ના આખર પ્રસંગ.

---

## મળ્યે મન એકમેકનાં થઇ એક કે.

( ભૈરવી. )

મળ્યે મન એકમેકનાં થઇ એક કે ત્રિભુવન તમ તણું.
ત્રિભુવન તમ તણું-ત્રિભુવન તમ તણું-ત્રિભુવન તમ તણું.
મળ્યે મન એકમેકનાં થઇ એક કે ત્રિભુવન તમ તણું.—
જેના દરસસું વ્રજ ઘેલું ઘેલું,
છોડશે ન દ્વાર એકે પળ તમ તણું-ત્રિભુવન તમ તણું.
મળ્યે મન એકમેકનાં થઇ એક કે ત્રિભુવન તણું.
સુર કે શશીની વાંસે ભમશે ન મંડળો,
પળશે ઘેલાં ઘેલાં એ પગે તમ તણે-ત્રિભુવન તમ તણું.
મળ્યે મન એકમેકનાં થઇ એક કે-ત્રિભુવન તમ તણું.
જ્યાં જોશો ત્યાં ગોકુલ વૃંદાવન,
ઉભરશે એક દૃગે તમ તણે-ત્રિભુવન તમ તણું.
મળ્યે મન એકમેકનાં થઇ એક કે-ત્રિભુવન તમ તણું.

---

## આજ કાંઇ નવ નવલ રાગ ગા.

( માઢ )

આજ કોઇ નવ નવલ રાગ ગા; બારણીંયે આવ્યો જો.

આજ કાંઇ અવનવી ટેર સુણાવ કોઇક હિયે આવ્યો જો.
એકનું એક ગમે નહિં મુજને,
રોજ રોજ મનમોહનજી;
એવું કેવું કહી ન શકું તુંને,
એવે રૂપ સુહા–બારણીયે આવ્યો જો.
આજ કાંઇ નવ નવલ રાગ ગા; બારણીયે આવ્યો જો.
સુર શશી નિત નિત નહિં એવા,
સાંજ સવાર ન એવી રે.
રૂતુ રૂતુ ફરતી નોખી અનોખી,
તેમ તુંય અજબ જ થા.–બારણીયે આવ્યો જો.
રસ સાગર નું નટવર નાગર,
શું તુજને હોય કે'વું રે
તાન ધૂન લય તે રૂપે તુજ,
પળમાં ભાન ભુલા જા–બારણીયે આવ્યો જો.
આજ કાંઇ નવ નવલ રાગ ગા; બારણીયે આવ્યો જો.
આજ કાંઇ અવનવી ટેર સુણાવ કોઇક હિયે આવ્યો જો.

---

## કંઇ એવી લગન લગાવ.

( પદ. )

કંઇ એવી લગન લગાવ કે નિશદિન મગન રહું.
નિશદિન મગન રહું કે નિશદિન મગન રહું.
કંઇ એવી પ્રીત જગાવ કે હું વિરહની અગન રહું.
તુજને સમવવે ઉર જો છીછરૂં લાગે રે,
તો કરી દેને એ રસ દરીયાવ–કે નિશદિન.

કંઇ એવી પ્રીત જગાવ કે હું વિરહની અગન રહું-કંઈ.
અંતર ઉલટે ભાવ વિવિધ કંઇ,
સહુને એક આરત ભાવે બદલાવ-કે નિશદિન
કંઇ એવી લગન લગાવ કે નિશદિન મગન રહું.
કંઇ એવી પ્રીત જગાવ કે હું વિરહની અગન રહું.-કંઈ.
કંઇ રે અનેરી પળ ઘડી ગોતી રે,
પછી દે દરશન ના લ્હાવ-કે નિશદિન.
કોટિ ભવનિ તરસ છીપાવ-કે નિશદિન.
કંઈ એવી લગન લગાવ કે નિશદિન મગન રહું.
કંઇ એવી પ્રીત જગાવ કે હું વિરહની અગન રહું.

---

## માણજો મીઠલડાંરે.

( ભૈરવી. )

માણજો મીઠલડાં હો મજા મનમાનતી રે,
મજા મનમાનતી ત્યાં મજા મનમાનતી રે;
માણજો મીઠલડાં હો જીવ ૧ કે પછી જામતી રે.
વાજો સ્વર્ગીય સમિર એ મીઠડા.
ઉર ઉભરજો આનન્દ બ્હેનરે;
એ નીર છલબલ સારસ રસ ખેલો,
તેમ રમજો નેનન ઘેન રે. માણજો મીઠલડાં.
મનપતિ કેરાં ઉતરો અચાનક,

તન મન વન ઉપવન રે;
ભરજો ભરચક લ્હેરે લ્હેરાજો,
એની : કુસુમ સોરમ મોહન રે. માણજો મીઠલડાં.
કોટીક સ્વર્ગ વારે એક નજરે,
એવાં લોક મન હાલી મળજો રે;
સાગર મોજ શાં એમાં ઝુલજો તુરંગે,
દેવ દેવી શાં હળજો મળજો રે. માણજો મીઠલડાં.
મીઠડાં મળજો મીઠલડાંને,
મારી વતી મીઠડાં લેજોરે;
કંઇક વધે સંતોષ જરીયે,
કંઇ અમસું પ્રસાદી દેજો રે. માણજો મીઠલડાં.
માણજો મીઠલઠાં હો મજા મનમાનતી રે.

---

## તુજ ગીત મુજ જીવન.

( પુરવી. )

તુજ ગીત મુજ જીવન હો મોહન,
હો મોહન હો હો ઘેલા. તુજ.
મુજ ગીત તુજ જીવન હો કે ન હો. તુજ.
આથમે સુર કે વ્યાપે સઘળે દૈત્ય કારમો ભારી
અંધારરે.
જકડે જગને નિબધે રજની જેમ તેમ એ મુજ મનરે. તુજ.
હળવે ટેવાયું જે મુખડું ખમી કેમ શકે શોક : ભારરે
ગાયે ટેવાયું જે ચિત કેમ કરી શકે એ રૂદનરે. તુજ.

જેમ ઘવાયું કો પંખોડું પડે ધરતી ૫ર નિરધાર રે,
તેમ બેશુદ્ધ થઈ જાયે પંખી-મન આથમતાં આનંદ. તુજ.
પ્રભુ નિત ધ્રુવ પેઠે મુજ મન તુજ ગીતને નિતસું સ્થાપોરે,
એટલું ઈચ્છું મધુરવદન કે રેલે નિશદિન જીવન. તુજ.

---

## તેં રોવાને મેં હસવાને.

( પદ. )

તેં રોવાને મેં હસવાને અહિં અવતાર લીધા'તા,
તું રોયો નેન શ્રાવણને અને ભાદરવા રેલાવી;
હસું હું તો હ્રદય ફાગણ અને એ ચૈત્ર ખ્હલાવી. તેં.
તું રોયો એકલો ને શાંત 'થયો બસ અંતને ખોળે,
હસતો ખુબ અહિં રેલું ચડી આનંદને ઝોલે. તેં.
જીવનના બાગમાં જોયાં ચુંટયાં પુલ ઘર હળાહળનાં,
તે રોવામાં, મેં હસવામાં ચુટયાં હસતાં મીઠાં પળમાં, તેં.
તું ત્યાંથી ને હુંયે ત્યાંથી પડયાં છુટા બન્ને પન્થે,
પ્રભુના પાય કો વ્હેલા કો જાણે આવીયા અન્તે. તે

---

## તું રાગથી અજાણ પ્રાણ.

( કલિંગ. )

તું રાગથી અજાણ પ્રાણ.
એટલે ભટકે રસવીહોણા વિરાગે શુન્ય શુન્ય હ્રદય રોવે,
એ એક રહી તુજ જીવન તાણ પ્રાણ. તુ રાગથી.

શું તને મળ્યો ન એવો પ્રેમ પટકંત ભોગી કીધો
શ્યામ શું ન પલકે સંયોગી રે,
આવી હું સું ન તુંને જીવન લ્હાણ પ્રાણ. તું રાગથી.
દિલ જો દેવું'તું તારે તો કાં ન દીધું પટકચો પારસ
પથ્થરે કાજ ન સીધ્યું,
શું નો'તો નંદકુંવર હાણી દેવા હાણ પ્રાણ. તું રાગથી.
શું પ્રભુથી શોભનાની શોભા વધુ લેખો ઉંધે રવાડે
ચડયો કે'ને શું પેખી,
ખરાબે ચડતાં ભાંગ્યું પટકયું (જીવન) વ્હાણ પ્રાણ તું રાગથી.

---

## ઉડાડી 'લ્યો અબિલ ગુલાલ.

( હોરી. )

ઉડાડી 'લ્યો અબિલ ગુલાલ ઘેરૈયા ઉડાડી 'લ્યો
અબિલ ગુલાલ.
ઉડાડી 'લ્યો અબિલ ગુલાલ ઘેરૈયાં રસિયાં ઉડાડી 'લ્યો
અબિલ ગુલાલ
ફરીથી વસંત ન આવશે પાછી જામશે આવો ન તાલ,
લાલ કેસુ આ પાછાં નહિં ખીલે નહિં આવે ઘર
નંદલાલ. હો રસિયાં.
ઉડાડી 'લ્યો અબિલ ગુલાલ ઘેરૈયાં રસિયાં ઉડાડી'લ્યો
અબિલ ગુલાલ.
આ રે ઝમક અંગ આ રે ચમક રંગ આ સહુ
મનના ખ્યાલ.

કાળના ખ્યાલને તાલે બદલશે મન વન સહુ તાલ
તમાલ. હો રસિયાં;
ઉડાડો ’લ્યો અબિલ ગુલાલ ઘેરૈયાં રસિયાં.
ઉડાડી’ લ્યો અબિલ ગુલ ૨.
નેનનનાં નુર ઉર કેરાં પુર અસુર ’થયે સુકાશે અકાળ.
પાછાં પસ્તાશો નિશદિન મન લીધો ન લ્હોવો હતો
જ્યારે કાળ. હો રસિયાં.
ઉડાડી ’લ્યો અબિલ ગુલાલ ઘેરૈયાં રસિયાં.
ઉડાડી ’લ્યો અબિલ ગુલાલ.

---

## જીવન એક સુરો.

( ૫૬. )

જીવન એક સુરો બસુરો એક તારો,
નિશદિન ટગુમગુ દીપ શાં બળતાં;
વાટ સંકોડી કરને ઝગારો. એક તારો.
પુરવા દીપમાળ હું આવ્યો જગ મંદિર,
ત્યાં ’થયું મંદિર મંદ કરી દે ઠઠારો. એક તારો.
સારીગમ એ સાત સુર ઉભરાવ ઉર સતારે,
કર એને ત્રિભુવન નચાવનરો. એક તારો.
સુર તેજ એક લાગે સપ્તરંગી ભરીયું એ,
નેન ખોલી દે બતાવ સુરલોક કિનારો. એક તારો.
અંતર કે નેન શ્રવણ નાકે તું ભટ અંજને,
કે કંઈ અનેરૂં જોઉં સુણું લાગે ભાન ભુલાવનારો. એક.

## ગયે રાગ દિલ.

( પદ. )

ગયે રાગ દિલ પરાગ ગયો,
દિલ પરાગ ગયો કે દિલ બાગ ગયો. ગયે.
અસીમ આકાશ ભર્યું તારલા નવનવથી,
આથમ્યે શશીપર નભે આનંદ સુહાગ ગયો. ગયે.
એણે લટકંત આશ સુરલોક જીતવે,
રાગ ગયે જીવને સ્વર્ગ જીતવાનો લાગ ગયો. ગયે.
રસ રંગ સાગર જે નેન અંતરે નાચે નિત,
સાગર મટી જાદુએ ક્ષણે ક્ષુદ્ર તડાગ થયો. ગયે.
ગયે રાગ દિલ પરાગ ગયો,
દિલ પરાગ ગયો કે દિલ બાગ ગયો. ગયે.

---

## આજ દિન.

( પદ. )

આજ દિન અહોદિન માનો ને કાલ નહિં એવી ’તો નહિં થનારો.
જન્મો જનમથી કર્મો જેની રાહ દેખતાં’તાં;
એ આવ્યો ઉષા-સમિર શો ફુલ બાગ એ વિકસાવનારો. આજ દિન.
હસતાં ઝુલે એ તમારા બાગ આજનાંમાં મીઠાં,
પગેથી છુંદતા ના એ દિલથી ભેટો કરી એક તારો. આજ દિન.

આશને ઉમેદ જે હતી બહુ નિશદિનથી દિલે,
આવી જો આજમાં છુપાઇ તો મુખ શું તું છુપાવનારો !
આજ દિન-

આજને પીછાની 'લ્યો એ છે જેને તમે ઢુંઢતા'તા,
ઉરથી ઉર લગાવી 'લ્યોને માની 'લ્યો એ સુખ કિનારો.
આજ દિન.

આજ દિન અહોદિન માનોને કાલ નહિ એવી'તી
નહિ થનારો.

---

## એ કોયલ કે બુલબુલ.

( ભૈરવી. )

પંખી પીંજરે એ કોયલ કે બુલબુલ.
કોઇ એ લોકનું અહિં આવીં ભરાણું,
જોઇને વસંત કે અથાગ ફુલ ગુલ. એ કોયલ.
પંખી પીંજરે એ કોયલ કે બુલબુલ.
અવનવાં ઉગતાં આથમતાં નભ જોતાં;
ગુંજે મન–કુંજે ગીત નવલ અણુમુલ. એ કોયલ.
પંખી પીંજરે એ કોયલ કે બુલબુલ,
જાદુગારી એ આંજ્યાં સુરત કામણ નેન;
મસ્તી અણુઉતારમાં ઝુલે મશગુલ. એ કોયલ.
પંખી પીંજરે એ કોયલ કે બુલબુલ.
દિન રેન વ્હેળા ખળખળ વહ્યા જાયે;

થાય ગાયે એક ગીત રસે અનુપમ અતુલ. એ કોયલ.
પંખી પીંજરે એ કોયલ કે બુલબુલ.

---

## તુજ હસવે બોલે કે મીટે.

( ભીમપલાસી. )

તુજ હસવે બોલે કે મીટે ?
હસવે બોલે કે મીટે— તુજ હસવે.
એ કમલ ગુલાબ કે એ મોગરડે,
કે'ને શેણુ જગ ભવ ફીટે. તુજ હસવે.
કુસુમ કળીશી વીકસે ઉષાએ,
સોરમ શું તેજ સાગર છલે અદીઠ દીઠે. તુજ હસવે.
રૂપેરી તારકને તેજસું વિચારે,
જેમ કોટિ જગ બાર ખુલે એક સુર મીઠે. તુજ હસવે.
એ ત્રણુ આવી ઉભાં મુજ આગળ,
કો ત્રણુમાં સુંદર કે સૌ પ્રેમે વીંટે ? તુજ હસવે.

---

## લટકંત નીસરણી.

( કાનડો. )

યુગ યુગથી લટકંતી નીસરણી.
કોણુ ભાળે રે એ પાર ઉતરણી. યુગ યુગથી.
મોજે બપોર કેરે કનક દ્વારિકા કો દેખે,
યોગ સિદ્ધ થાય તેમ કો ભાળે પામે જીવન તરણી.
યુગ યુગથી.

ઢુંઢો કાં વ્યર્થ જગ જુના મુસાફર,
આજે જ સાહોને આ છે એજ ચિંતામણી. યુગ યુગથી.
દેખે ન દેખે આજે જાદુ ભર્યું છે એમાં,
સાપ હાર થાય જેસું જેવી જેની કરણી. યુગ યુગથી.
જગને વીંટે નદી એય સુકાય જાય,
પ્રભુ રીઝયે જાય જનમને મરણી. યુગ યુગથીં

---

## એવું તે શું કહોને.

( પદ. )

એવું તો શું કહોને ચ્હાયું ન ચ્હાય.
ચ્હાયું ન ચહાય જેને નિજનું ન કરાય. એવું તે.
એવું તે શું કહોને સ્હાયું ન સહાય,
સ્હાયુ ન સ્હાય જેને વ્હાયું ન વ્હાય. એવું તે.
જેનાં નામ જેટલાં તે પાશ બધા જાણો.
એ પાશે એ ફાંસે કહો કોણુ ના ફસાય. એવું તે.
દિલ અધુરૂં જોઈયે ન કરવે કાંઇયે જુઓ,
એ પ્રોત થકી કહોને પછી કોથી છટકાય. એવું તે.
એમ એનાં નામો જો લાખો કરોડો,
કહો કેમ એકે એકે એ ના સપડાય. એવું તે.
આંહિં નહિં તો ત્યાં બાંધી,બંધાણી પ્રીત,
પછી જુગ જુગ જાયે તોય ગાંઠ ન છોડાય. એક તે.

---

## શું એકજ રાગે.

( સોરઠ. )

શું એકજ રાગે સુર લોક અંતર અવતરશે.
આળસ મરડી ઉઠયો રાગ કંઠે કે ના,
    ત્યાં તો ઉષા અજોઇ ખીલે રે;
અવનવા લોક થોકેથોક ઉભરે,
    છાય ઉર એની મુજ ઝીલેરે;
    જાણે છલકંતાં ઉભરશે રે.    શું એકજ રાગે.
કિન્નર કે ગન્ધર્વ તણાં,
    અહિં તહિં જોડાં વિહરે રે;
ઉડંતા ગાયે મીઠલડાં,
    સુરતી અનેરી લહરે રે;
    ઝરી સ્વર્ગ શોભા કે ઝરશેરે.   શું એકજ રાગે.
આ જગ નીચું કયાંયનું કયાંયે,
    મન્દ પાતાળ સું પડયું લાગે રે;
જ્યાં જાવો ત્યાં સુર સુર સુંદરી,
    ઘેલાં ઘેલાં વિલસતાં રાગે રે.
રાગે આતો શું સંગીતે ન હશે રે ! શું એકજ રાગે.

---

## મને સંભારે કે ના.

( માલકોશ, )

એ મને સંભારે કે ના,
સંભારે કે ના મને સંભારે કે ના;

હું તો એમાં રહું જેને હું મુજ કહું,
બીજું શાને ચહું બીજું હોય શું મારે. એ મને.
સંભારે એ કે ના મને સંભારે એ કે ના,
એ પ્રભુ જીવાડે કે મારે, જો શેણેથીય એનો અર્થ સારે;
કેમે અંતર વિહારે, કે તારે થાય મારે.
કરે ન્યાલ હિદારે—સંભારે એ કે ના.
મને સંભારે એ કે ના—સંભારે એ કેના.

---

## જેમ કો સ્વપનથી જાગી.

( ભૈરવ કે કલિંગ. )

જેમ કો સ્વપનથી જાગી નિંદર રાગી,
નિંદર રાગી તોય મુજ નિંદર ભાગી—
જેમ કો સ્વપનથી જાગી નિંદર રાગી.
રંગ સુગંધ કુસુમે પર જેમ બેસે,
સંગીત ધુન શ્રવણે બેસે રે;
તેમ યૌવન ઘેને નેન બેઠી'તી,
ત્યાં કયાં અથડી સ્વપન માળ ભાગી. નિંદર રાગી.
જેમ કો સ્વપનથી જાગી નિંદર રાગી,
યૌવન મન 'ગ્યો આનંદ સ્વપનસું;

જે પળ પણ રહ્યો તો છવાઇ રે,
ચંદ્ર મુરત નીર સ્થિર બેઠી જ્યાં,
ત્યાં જેમ સમિર લ્હેરે રે, જાય લપસી ત્યાગી
નિંદર રાગી.
જેમ કો સ્વપનથી જાગી નિંદર રાગી.
હવે એ વીનવતાંય નાવે પાછીરે,
કે જે સું સ્વપ્ન પાછાં આવે રે;
આવ્યો દિન થાકી પાય હું લાગી,
પણ જે ગઇ તે ગઇ હાથ ના'વી હું અભાગી.
નિંદર રાગી.
નિંદર રાગી તોય મુજ નિંદર ભાગી.
સ્વપન જાળ ભાગી જેમ કો સ્વપનથી જાગી. નિંદર રાગી.

---

## મંદ સમિર લ્હેરે.

( ભીમપલાસ. )

મંદ સમિર લ્હેરે સ્ફુરે કે હેરે અંતર,
એતો મુજ ગીતડું અવનવું અલબેલડું.
નવનવું કો અપ્સરા બાળ સમું. એતો મુજ.
સંધ્યાની સુરખીની કે પ્રભાત પ્રભા સમું,
સળગત બપોર રણે નીલ સમું અળવીતડું. એતો મુજ.
પ્રિય સ્મરણ કે સ્વપ્ન સમું કે પ્રિયના દરસ સમું,

અજબ રંગ એ આલિંગન સું ચોરતું ચીતડું એતો મુજ.
ઝળકે વળી છુપી જાય ઝળળે પાછું સમાય,
અંતરે આનંદ છોળ છલકે નવલ પ્રોત સમોવડું. એતો મુજ.
ઝુલવે ઉમળકાને હિંડોળ અહાહા કરતું કલ્લોલ,
સાચું એતે મુજ ગીતડું કે પ્રિય મુખ હસંત મીઠડું ?
એતો મુજ.

---

## જેની નિશદિન તું ઝંખના ઝંખે.

( કાલેરા )

જેની નિશદિન તું ઝંખના ઝખે
એ કંઈ જુદું જુદુ રે — જેની.
જુદું જુદું એવું એ સમજે નાચેરે,
આશ નિરાશ જે દિન રેન પળે પળ;
વાંસે સતાઇ હસીને બોલાવે રે,
મુરખ મળશે મળશે કરી કરી,
જઇયે જેમ ત્યાં કયાંયે લઇ જાયેરે. — જેની.
નહિં ઘરમાં કે બહાર ને બેમાં,
તો શેમાં સવાલ જગાવે રે;
કોઇ કરી ન શકે મુંઝાયે,
એમ જીવન જગ લોઢે લોઢાવેરે. — જેની.
જેમ આકાશ ક્ષિતિજે દેખાયે,
લટકતું કો દોડે સ્હાવે રે — જેની.
ક્ષિતિજે પ્હોંચ્યા કે બીજી ત્રીજી,
એમ કયાંનું કયાં સુધી રહ્યું લલચાવેરે. — જેની.

પ્રભુ જેને જાણી ભજીયે નિશદિન એ ફરે,
અંતે નવ હોયે હોય ન્યારો રે;
બીજો ઉભો રહ્યો રે' લલચાવે.
જેની નિશદિન ઝખના ઝંખે—

---

## શું એ મન થાય કે ગણગણું સુર.

( પુરવી. )

શું એ મન થાય કે ગણગણું સુર.
ગણગણું સુર મન મુજ ગણગણું સુર,
શું એ મન થાય કે ગણગણું સુર.
હવે તો વૃંદાવન નથી રહ્યું વૃંદાવન,
તોયે કયાંથી સુણું ગલને સુર દુર રે. કે ગણગણું.
શું એ મન થાય કે ગણગણું સુર.
કયાં એ સુંદર કયાં એનાં ગોધન,
વેણુ કયાં પેલી ઘેલીતુર રે. કે ગણગણું.
શું એ મન થાયે કે ગણગણું સુર.
હતું ન હતું 'થયું સહુ સ્વપન ઉડી 'ગયું,
થાતાં અક્રુર અતિ ક્રુર. કે ગણગણું.
શું એ મન થાય કે ગણગણું સુર.
પ્રભુજી ગાય એ સું મનનો આનંદ 'ગયો,
તોય ગાઉં શું ઝીણું ઉર. કે ગણગણું.
શું એ મન થાય કે ગણગણું સુર.

ગણુગણું સુર મન મુજ ગણુગણું સુર,
શું એ મન થાય કે ગણુગણું સુર.

---

## જેટલી વૃંદાવન કુંજગલન હો.

( કાનડો. )

જેટલી વૃંદાવન કુંજ ગલન હો એટલા હો સુર.
એટલા હો સુર મારા એટલા હો સુર,
જેટલી વૃંદાવન કુંજ ગલન હો એટલા હો સુર.
સહુ સુરમાં સુંદર ગાઉં,
    વિધવિધ ક્રીડા ખ્હેલાઉં;
લાડીલો લાલ લડાવું,
    પ્રેમન કે પુર. જેટલી વૃંદાવન.
એટલા હો સુર મારા એટલા હો સુર. જેટલી૦
શ્યામ રાધા બોલાવું,
    વાતમાં બેને રીસાઉં;
હસી હસી બે પાછાં મીલાવું,
    ઉરનકે ઉર–જેટલી વૃંદાવન.
એટલા હો સુર મારા–એટલા હો સુર,
જેટલી વૃંદાવન કુંજ ગલન હો એટલા હો સુર.

---

## જરી હળીયે મળીયે.

( બીહાગની ધુન. )

આવોજી જરી હળીયે મળીયે. આવોજી.
આવોજી જરી હળીયે મળીયે. આવોજી.
દુખતે ધ્રુજતે કળકળતે હ્રદયે. આવોજી.
આ જગ ત્રાસ અતિ તિમિર આભાસ વાસ,
એમાં તું પુરણ દુઃખ દીલાસ, પડયે આશ
ઉજાસ આશ્વાસ;
એક અંધગલી મેલી બીજું વળણ વળીયે. આવોજી.
આવોજી જરી હળીયે મળીયે આવોજી
દુખતે ધ્રુજતે. કળકળતે હ્રદયે
શરદ નદ સરવર નીર શાંત નભે પડયે સમીર,
થાય નીર સ્થિર આછરે એમ અંતર સર આછરીયે;
દુઃખ શોક મેલી તળીયે. આવોજી.
આવોજી જરા હળીયે મળીયે-આવોજી
દુખતે ધ્રુજતે કળકળતે હ્રદયે.
નેને નેન ઉર સું ઉર અધુરૂં તોય આરત પુર.
મેલી સુર સુર ભુ લોક ઘડીકભર ઉગવીયે;
એને સુર કર રંગ ઉછળીયે.-આવોજી.
આવોજી જરી હળીયે મળીયે-આવોજી.
દુખતે ધ્રુજતે કળકળતે હ્રદયે,
આવોજી પ્રિય હળીયે મળીયે

---

## નિત નિત પ્રિય મિલન એજ.

( ભૈરવી. )

નિત નિત પ્રિય મિલન એજ માનોજી દિવાળી,
નિત નિત પ્રિય મિલન એજ માનોજી દિવાળી;
માનોજી દીવાળી એને એકજ રસાળી.
નિત નિત પ્રિય મિલન. એજ માનોજી દિવાળી.
એ તો સુર ગંગ સરિત જગ શિવ જટા જુટે કુટે,
કે એને પ્રચંડ રૂપે, ભાલ ચન્દ્રિકા નીહાળી. નિત.
નિત નિત પ્રિય મિલન એજ માનોજી દીવાળી.
સ્નેહભીનાં નેન જળે મરકલે સુધા વચન ચળે,
અંતરે અંતર ઢળે શું ન એણે હદ વાળી ? નિત.
નિત નિત પ્રિય મિલન એજ માનોજી દિવાળી.
માનોજી દિવાળી એને એકજ રસાળી,
નિત નિત પ્રિય મિલન એજ માનોજી દિવાળી.

---

## અંતર વચ ઉભો.

( પદ. )

આલી બાલ કો શ્યામ શરીર,
મુજ અંતર વચ ઉભો રે. આલી.
અંતર વચ ઉભો રે અંતર વચ ઉભે.રે.
આલી બાલ કો શ્યામ શરીર. આલી.
જેમ સાગર મધ ઉભો વિષ્ણુ હસંતા,

ઝીલે એ મોજાં જે ધોવે એના પાયરે;
ઝીલતા ગાતા પૃથ્વિ શું ફરતા,
જગવતા ઘેરંતા ’નન્દે પથરાય રે. આલી.

જેમ ઉભો નભ મધ રાજ સમિરનો,
કાંઇ ગાન અલૈકિક ગાય રે;
પવનની ભરતી ઓટ રચંતો,
લહરી (આપણુ) અથડાતાં મન લીન થાયરે. આવી.

અંતરિક્ષે જેમ સુરત વિરાટી ઉભી,
જેનાં કિરણુ છલે ચોમેર રે;
છલતાં જગ સુર લોક બનાવે,
પોતે વરસે આનન્દ ચોમેરરે. આવી.

એમ સખી એ હસતો રંગે,
મુજ અંતર તેજે ભરે આનન્દેરે;
ગાતાં પ્રકાશે કરે મને ઘેલો,
મુજને મંદ રેન સું વીંટી લે છન્દેરે. આવી.

આણુ બાલ કો શ્યામ શરીર,
મુજ અંતર વચ ઉભોરે.

---

## જરી લગી ટકોર.

( કનડો. )

જરી લગી ટકોર છુટે બંસી શોર.
બંસી શોર છુટે બંસી શોર;

જરી લગી ટકોર છુટે બંસી શોર.
ઉઠી અહિં તહિં ટેલે મોહન,
ધૂન જગવે નંદ કિશોર— જરી.

જરી લગી ટકોર છુટે બંસી શોર,
જેવી લગન પ્રીત પ્રીતમ મનમાં;
એવો ઉઠાવે તોર— જરી.

જરી લગી ટકોર છુટે બંસી શોર,
એક પલકે ઉલટાવે તન મન;
કે'ને કેમ સમજું એ દોર--- જરી.

જરી લગી ટકોર છુટે બંસી શોર,
એક તાન એક ગાન એક ગુલ્તાન શ્યામ,
અનોખિ લગાવે ઠોર— જરી.

જરી લગી ટકોર છુટે બંસી શોર,
પ્રભુ કેરી પ્રીત ન્યારી ન્યારી;
એક પલકે ચોરે ચિત્તચોર— જરી.

જરી લગી ટકોર છુટે બંસી શોર

---

## એ ગત દિન સ્મરણાં.

( ૫૬. )

એ શું ગત દિન સ્મરણાં લપસી ગયાં શું અંતરથી;
લપસી ગયાં કે નાખ્યાં ભુંસી અંદરથી. એ શું૦
ભૂતે સુર પ્રકાશે ઝબકતાં નવલાં જાળ કરોળ સું રંગેરે,

વાતો પવન સળકાવતો એ લઇ, જાતો નજર અંગ અંગેરે;
લપસી ગયાં કે ભુંસી નાખ્યાં અંદરથી. એ શું૦

નીર બુદ બુદ જેમ નભ ને સુર સહુ, રંગ વિવિધ ઉર ધરતારે,
પવન જરીક વધુ વાતાં સમાતા, ભૂતે ભૂત નીરે નીર થઇ સરતારે;
લપસી ગયાં કે ભુસી નાખ્યાં અંદરથી. એ શું૦

ફુલ કે યુવા સું લણીક સખી કાં, કોનાં થાતાં હશે આંસુ કાજરે,
મૃગજળ સમ પળે વ્હેતાં સમાતાંથી, હશે બાંધી શું જીવનપાજરે
લપસી ગયાં કે નાખ્યાં ભુંસી અંદરથી. એ શું૦

ઘડી ઘડી હળતાં મળતાં પ્રભુ સું, વેણ વાતાં વન વિચરતાંરે,
રમતાં રંગ ખેલંતાં સંગે કાં હવે ભુલે અમને વિસરતાંરે;
લપસી ગયાં કે નાખ્યાં ભુંસી અંદરથી

એ શું ગત દિન સ્મરણાં લપસી ગયાં અંતરથી.

---

## મુજ ઉર ગુંજન.

(પદ.)

બસ સમિર સુણે જો મુજ ઉર ગુંજન,
સમિર સુણે મુજ ઉર ગુંજન ઉર પુર ગુંજન;
બસ જો એ સમિર સુણે જો મુજ ઉર ગુંજન.

કાન દે કે નવ કો મારે કામ ન,
બસ એને સુણતાં સમાધિ લાધે મનરંજન; શ્યામ સુણે૦

સુણતાં ઘુમે રસીયો વન વન ઉપવન,
સ્પુરવે મધુરે ટહુક કોકિલ કુંજન; શ્યામ સુણે૦

રસ હેલી જામે ત્યાં છાનો થંભી ઉભે,
શીખી ગીત શીખવે ઘુમી વન વન;          શ્યામ સુણે૦
ભક્ત કે કવિએ થાય કે ન ભેળો,
વાહ કે' જોને ભેળે કોકિલ મોરે એ પવન; શ્યામ સુણે૦
બસ સમિર સુણે જો મુજ ઉર ગુંજન,
મુજ ઉર ગુંજન મુજ ઉર પુર ગુંજન;
બસ સમિર સુણે જો મુજ ઉર ગુંજન.

---

## કુસુમ ખીલ્યું કયારે.

( ભૈરવી. )

એ મન ઉપવનમાં કુસુમ ખીલ્યું કયારે,
કુસુમ ખીલ્યું કયારે સુમને કે વારે.          એ મન.
કયો એ મલય સમિર વાયો,
કે વસંત પડયો પડછાયો,
કો સુર યુવતિ પલ્લવ છાયો;
કે શું મદન વને સ્હાયો ?
કે વન જોતાં લોભાયો સુરત [illegible]લકે રે.          એ મન.
હું તો તરૂ છાંય બેઠો,
બેઠો સાવ શુન્ય મન,
આહિં કે અકથ્ય જગે,
ગુંજંતો ગીત ગુંજન,
ઘુમત ઘુમત હું જાણું કે ના કો વારે.          એ મન.

રજની તિમિરે ઘેરી,
તનમન લગવીએ ઘેરી;
તેમાં (જેમ) શરદ ચંદ લ્હેરી
આવ જાય હેરણીયા હેરી,
નસવે તિમિરને ઉભી પુરવ દ્વારે. એ મન૦

વન બ્હેક બ્હેકે ભર્યું,
કુલ કોકિલ મયુર જગવ્યું,
જાગી જોઉં હું વિસ્મય ભર્યું
સ્વપન શું કયાં વીસર્યું,
અરે શું ઉભો કો સ્વપ્નને દ્વારે. એ મન૦
કુસુમ ખીલ્યું કયારે સુમન કો વારે. એ મન૦

---

## કંઇ સખી કામણરે.

(૫૬.)

કંઈ સખી કામણુરે, રજની કેરા દેશ મહિં.
રજની કેરા દેશ મહિં, રજની કેરા દેશ મહિં.
ઝીણી ઝરમર વરસતી હાસ્યો,
કરે નયન કાંઇ ગભીરાં હાસ્યોરે,
ચંદ શું કરતી કંઇક પ્રતીક્ષા,
જોતાં લાગે જુદો ન એનો વેશ ? એ દેશ.
શાંતિ મધુરી એ તો એની,
કંઇ ઝીણું ઝીણું કે'તીરે;

સમજે ભેદ કો હોય ભેદુ.

(બાકી) ઘેને ઘેરાણે શું કો સમજે લેશ રે. એ દેશ.

સંગીત સ્વપનાં ને ગન્ધર્વો,

સુર સુંદર કિન્નરી કેરા રે;

ભૂતના ઘર ત્યા પાસો પાસે,

આ સહુ નજીક નજીકના દેશ. એ દેશ.

કવિજન કે કો રસિક ચીતારા;

રસિકજન ને આ મજા એકજ રહે,

પ્રિય કેવું એ સાંજે રાખી હોડીયે બેસી,

બેસી રજની ને મળાયે ભુલીયે સહુ કલેશ એ દેશ.

---

## કોણ કે' સખી હું હઇશ તારી.

( પદ. )

કોણ કે' સખી હું હઇશ તારી.

કંઇ સખી કામણુરે એ રજની દેશમહિ.

રાધે કોણ કે' સખી હું હઇશ તારી.

તારૂં મને દાજે બહુ પળપળ નિશદિન.

પ્રીત કીધી ફળી શું ના, ના ફળનારી. કોણ કે' રાધા.

શ્યામ નામે ચડે ભ્રમર મને રીસ.

તરછોડી (તાને) કરી કુબ્જા પ્યારી. કોણ કે' રાધા.

બીજા ભલે વખાણે કે છો એ પુજેરે,
હું તો કદી નવ ભાવે જોનારી. કોણ કે' રાધા.
તોય કાંઇ લળે તું સું તો ભજું એને ભાવેરે;
લળી વીનવું જો લે તુજને સ્વીકારી. કોણ કે, રાધા.
પ્રભુ ભોળી તું ગોકુલ ભામિની,
બોલો મીઠું છેતરી વેણુ બજાવી. કોણ કે' રાધા.
રાધા કોણ કે સખી હું કઈશ તારી.

---

## રેને ન શું સજની.

(પદ.)

રેને ન શું સજની, રેને ને શું સજની?
આપણ વીચરીયે અલૌકિક દેશ. રેને ન શું.
સહુ આ ઘરબાર આપણના,
આ યમુના કીનાર વનરાવનરે;
ઓઢી કો જાદુ ચુંદલડી રે,
શું ન દેખાય જુદે જ વેશ રે? રેને ન શું.
મંદ ઝરે શિત કિરણો એવા,
જે સું રેલે કામી મન ઉદ્વેગ રે;
કંઇક અકથ્ય ન સમજ પડે એવી,
આરત ભાવે મન કંઇ કંઇ વેગ. રેને ન શું.
માથું ભલે ઢળે સુંદરતામાં,
મન ઘુમત ફરે કોઇક દેશરે;

વખત ગયો કંઇ ગયો નવ કેઐ,
સટકે રસ ઘેને ઘેરી ચંદ્ર રેનરે. રેને ન શું રેન.
મુછી મધુરી પુરી ન અધુરી,
નેન જેવો દિન આવી ઉભોરે. રેને ન શું રેન.
રમતી સંતાઇ જાય આકાશે,
મન ન ઉભરતી હાસો શેષ. રેને ન શું રેન.
રેન ન શું સજની રેન ને શું સજની,
આપણુ વીચરીયે અલૌકિક દેશ. રેને ન શું રેન.

---

## જીવન હીંચકે.

( સિંહાનો કાનડો. )

હજી ક્યાં સુધી ઝુલીશ જીવન હીંચકે,
જીવન હીંચકે હાસ્ય રૂદનને— જીવન હીંચકે.
બાલ્ય ગયું ગઇ પ્રાતઃ જીવનની,
હવે આવી ઉભું જો યૌવન રે— જીવન હીંચકે.
ઘેરાં પાણી બાલ્યે હાસ્ય રૂદનનાં,
ગભીરાં એ શાં નીર લોચન રે— જીવન હીંચકે.
કો જાદુગર બેઠા બે એ સાગર વચ્ચે;
છલે ક્યાં સુધી કરી કામણ રે— જીવન હીંચકે.
હાસ્ય રૂદન ને કુદી ઉઠ તું,
ઉભો અહિં જોતો જો રાહ મોહન રે— જીવન હીંચકે.
નેને નેન મેળવી પ્રીત પારખ,
કર સાહી એ જા વૃંદાવન રે— જીવન હીંચકે.

રાધા રાસ ગોકુલ ને યમુના,
એ દેખાડશે સહુ સહુ ગોધન રે— જીવન હીંચકે.
આપણુને નવ હૈયે રોવાં,
જેને લાગી લગન મનમોહન રે— જીવન હીંચકે.
ઉભી ઉભી જાશે થાકી વ્હાલો,
ઉઠ બોલ બોલાવે કોકિલ મધુવન રે— જીવન હીંચકે.

---

## અંતરે ધુઘવ.

(વાઘેશ્વરી.)

અંતરે ધુઘવ ધુઘુ નિત રસસાગર,
નિત રસસાગર હો નટનાગર. નિત.
સાગર વચ્ચે ઉભો ચકિત વરૂણએ
ખારો પોતે મીઠો જોઇ કરે ઝુઝુ. નિત.
કે રસભીની નજર નાંખી ઉર;
કર કુંજ કે ભર કોકિલ કુજન કુકુ. નિત.
કોકિલ મયુર ચકિત શાંત થઇ બેસી,
સુણે શીખે એસું ગાન કે'તા આ સું શું. નિત.
જરીક આલાપે ત્રિભુવન સહુ મોહે,
તરે નેન આવી ગાતાં મધુર સુરૂ. નિત.



